ૐ

# વૈદેહીવિજયમ્.

( નાટક. )

પ્રેરક

મગનભાઇ ચતુરભાઇ પટેલ. બી. એ.

નડીઆદ

"ન્યુ" ગુજરાત પ્રિન્ટીંગ પ્રેસ.

संवत. १९६५

મુલ્ય રૂ. ૦—૯—૦

अर्पणम्

रा. रा. मनःसुखराम सूर्यराम.

अनेन

यस्य भक्तिजलापूर्णे निर्मले हृदि निर्झरे।
रामनामध्वनी रम्यः सर्वदा श्रूयते पुनः ॥
तद्वृद्धिहेतवे युक्तम् वैदेहीविजयं मया।
स गुणालंकृतो विप्रो मनोरामः प्रसीदतु ॥

प्रेरक.

# ઉપોદ્‌ઘાત.

મનુષ્યનો જો ઉત્તરોત્તર ઉચ્ચ સ્થિતિએ પહોંચવાનોજ આશય હોય અને જો હૃદયની વિશાળતા અને પ્રેમભાવના તથા ધર્મભાવનાની વૃદ્ધિ કરવા ભણી તેનો સર્વ પ્રયત્ન હોય તો સાહિત્યમાં પણ ઉચ્ચ ભાવનાજ આલેખાવી જોઇએ. ભાવના ( ideal ) કરતાં મનુષ્ય ઉચ્ચ સ્થિતિએ પહોંચી શકતું નથી પરંતુ પ્રયત્ને કરી ભાવનાએ પહોંચે એટલે તેમાં સંતોષ માની તે ઉચ્ચત્તર થવા ઇચ્છા રાખતો નથી માટે સુજ્ઞ પુરૂષોએ ભાવનાજ એવી કરવી કે જ્યાં પહોંચવાથી તેને પરમ સુખની પ્રાપ્તિ થાય. આજ ઉચ્ચ ઉદ્દેશને અનુસરતાં પૂર્વના સંસ્કૃત કવિઓએ, અન્ય લેખકોએ તેમજ ધર્મ નિયમ બાંધનારાઓએ સર્વદા ઉચ્ચ ભાવનાનાં ચિત્ર ચિતર્યાં છે. ઉત્તમ અને અનુકરણીય મહાત્માનાંજ વૃત્તાન્તો લખાયાં છે, ઉચ્ચ જીવન ગાળી ઇશ્વર રૂપ પૂજાયલા પુરૂષોનાં કીર્તન ગવાયાં છે અને તેમને નિદર્શનારૂપ સર્વદા વાચક વૃન્દ આગળ ધરવામાં આવ્યાં છે.

સાહિત્યના આ ઉદ્દેશને ધ્યાનમાં રાખી આ નાટક લખાયલું છે. રામ જાનકી જેવાં ઉચ્ચપાત્ર પૃથ્વીમાં ક્વચિતજ મળી આવશે. એમની ઉચ્ચતા એટલી બધી છે કે તે આપણામાં એમનું ચરિત વાંચતાં ધર્મ અને ભક્તિભાવ ઉત્પન્ન કરે છે, વળી એમ પણ નથી કે એમનું ચરિત કેવલ અસંભવિત છે. જે જે ઉચ્ચ ગુણ ભિન્નભિન્ન વ્યક્તિમાં મળી આવે છે તેવાજ ઘણા ગુણ એમનામાં એકઠા મળેલા છે અને તેથીજ એ સાધારણ મનુષ્યના કરતાં ઉચ્ચ સ્થિતિસ્થ છે.

કેટલાએક એમ માને છે કે રામાયણ તે માત્ર કલ્પિતજ છે અને તેમાં ઐતિહાસિક સત્યતાતો છેજ નહિ. હું એથી વિરૂદ્ધજ ધારૂં છું. કવિની કલ્પના માટે કેટલુંક બાદ કરતાં એને ઐતિહાસિક નથી એમ કહેવા મને કોઈ કારણ મળતું નથી. માત્ર એ વાર્તા કવિએ લખી માટે ખોટી એમ જો

તેમનું ધારવું હોય તો તો ભલે. કલ્પિત વાર્તાને સત્ય ઠરાવવા આપણા કરતાં પણ ધર્મ ઉપર વધારે શ્રદ્ધા રાખનારા અને સત્યની ખરી આવશ્યકતા સમજનારા આપણા પૂર્વજોએ રામાયણમાં લખેલા સઘળા પ્રસંગને અનુસરી તે તે પ્રમાણે આખા દેશ ઉપર સ્થાન બંધાવ્યાં હશે, રામાયણની કલ્પનાને સત્ય કરવા રામેશ્વર અને રામપાગ પણ બંધાવી હશે અને એવાં અનેક સ્થાન જે રામે પોતેજ સ્થાપન કર્યાં છે તે સર્વ પાછળથી બ્રાહ્મણનાં કાર્ય હશે એવું ધારવું મને ઉચિત લાગતુ નથી. આવા અધર્મિ અને પાપ કૃત્યનો દોષ એમને માથે કેમ મૂકી શકાય? વળી એવું બનવુંજ કેવું અસંભવિત છે! વાંદરની સૈન્યથી રામે રાવણ સાથે યુદ્ધ કર્યું તેમાં કાંઈ રામાયણ ખોટી પાડવા જેવું છેજ નહિ. કવિ અનાર્ય અને આરણ્યક લોકને મર્કટ કહે એ સ્વાભાવિકજ છે પરંતુ તે મનુષ્યજ હતા તેતો એમના સર્વ વ્યવહાર ઉપરથીજ સ્પષ્ટ થાય છે. વળી રામાયણ ઉપરથી અધ્યાત્મિક રામાયણ રચાયું છે તે ઉપરથી રામ એ ઐતિહાસિક મનુષ્ય નહોતા એ કહેવું કાંઇ યોગ્ય નથી અધ્યાત્મ વિદ્યા એવી છે કે કૃષ્ણનું ચરિત પણ અધ્યાત્મ વિદ્યામાં બેસાડી શકાય, કૌરવ પાંડવનું ચરિત પણ અધ્યાત્મ વિદ્યામાં બોધી શકાય તેમજ હરકોઇ મહાત્માનું ચરિત અધ્યાત્મિક થઇ શકે. લોર્ડ બેકને પણ એક સ્થળે પોતાનો અભિપ્રાય જણાવ્યો છે કે શાસ્ત્ર અક્ષરશઃ તેમ અધ્યાત્મ રીતે પણ સત્ય હોય છે રામાયણને ઐતિહાસિક કહેવાને આવાં અનેક કારણ છે પરંતુ તે સર્વ અહીં આપવાં આવશ્યક નથી.

જેમનાં ચરિત વાલ્મીકિ, કાલિદાસાદિ જેવા મહાન્ કવિઓએ ગાયાં છે એવાં રામજાનકીની ઉચ્ચતા મારે હાથે કેટલી જળવાયલી છે તેતો મારા સહૃદય અને વિદ્વાન્ વાચકના સંતોષથીજ જણાશે.

નડીઆદ.
તા. ૨૩—૯—૯૯

મગનભાઇ ચતુરભાઇ પટેલ.

ॐ

# વૈદેહીવિજયમ્.

स्रग्धरा.

ક્રૂમે આવી, સશંકા ત્યજી જતી વળતી, પ્રેમથી સ્થિર અંગી,
જાણે વેધું હરિનું પુનરપિ તનડું બાણુ માર્યું લચીને;
જોઇ તેને સહર્ષે પ્રણયતર થકી દોડતા એની પૂઠે,
બાલે, મુગ્ધે, વદીને મદમત અચલા શંભુ રક્ષો તમોને.

( નાન્દ્યન્તે. )

સૂત્રધાર.—અલમધુના, નટીને બોલાવી હું મારૂં કાર્ય કરવા માંડું.
(નેપથ્યાભિમુખ) પ્રિયે, ઇતસ્તાવત્.

નટી.—(પ્રવેશ કરી) સ્વામિનાથ, આ આવી, આર્યપુત્રની શી આજ્ઞા.

સૂ૦—પ્રિયે, આ આર્યમિશ્રે આજ્ઞા કરી છે કે આવા માંગલિક અવસરે મારે આ વિદ્વત્પરિષદ્‌ને આનંદ કરાવવો.

ન૦—સ્વામિન્, આપ જેવા વિદ્વાન્‌મનુષ્યને એ યોગ્ય કામ સૂચ્યું છે, પરંતુ આપ કેવી રીતે એમને પરિતોષવા ધારોછો?

સૂ૦—પ્રિયે, પેલા બાલકવિપ્રેરિત અભિનવ વૈદેહીવિજય નામનું નાટક કરી આર્યગણને સંતોષવાને મેં વિચાર કર્યો છે, કારણ કે નાટક

अनुष्टुप् :

કવિઓની કસોટી એ કાવ્યમાં અતિ ઉત્તમ,
પાત્રચાતુર્યતાદર્શી વિદ્વન્‌રંજનકારક.

ન૦—પ્રાણનાથ, તમે એ અત્યુત્તમ વિચાર કર્યો છે. પાત્ર વર્ગે પણ એવા રસિક નાટકને યોગ્ય રીતે તૈયાર કર્યું છે અને તેથી હું જાણું છું કે આપ આપના કામમાં સફળ થશો.

સૂ૦—પણ પ્રિયે,

गीति.

કર્યો પ્રયાસ ઘણો જો નહિ થયા કદી તુષ્ટમાન જન આ,
ચાતુરી સઘળી એ ગણું નહિ હું લેશ માત્ર અમમાં.

ન૦—પ્રાણનાથ, સર્વશાસ્ત્રમાં નિપુણ અને કાવ્યના રસની પરીક્ષાવાળા વિદ્વાન્ પુરુષના આગળ આપણું નાટક ભજવવું તે એક આપણું હું ભાગ્યજ સમજાુંછું કારણ કે,

गीति.

માનસસરમાં મુકયો, કાકપક્ષી તે કહો કરે ત્યાં શું?
નીરસ સઘળું એને, રાજહંસને સ્વર્ગ મને છે એ.

સૂ૦—તો ચાલો આપણે હવે વેશ ધારણ કરીએ.

ન૦—જેવી પ્રાણેશની આજ્ઞા; હું તો મારે આ આવી.

સૂ૦—તિષ્ટ, તિષ્ટ, આ ઋતુને શોભતું કાંઇક સંગીત કરી આર્યગણનું મન રંજન કર્યા પછી જા.

ન૦—જેવી નાથની આજ્ઞા. (નીચે પ્રમાણે ગાય છે.)

शार्दूलविक्रीडितम्.

વૃક્ષો વસ્ત્ર ધરી રહ્યાં નવનવાં ધારી નવાં પલ્લવો,
આંબે મોર ઝુકી રહ્યા મદનની દૂતી કુહે કોકિલા;
આમોદિત અનિલ આ કણ ભર્યો આવે સરઃપારજો,
ને દૂર્વાપર બાલ હંસ રમતાં કુરંગના સાથમાં.

સૂ૦—સાધુ, સાધુ ગીતં.

(નેપથ્યમાંથી)

અરે, કોઈ ધાવો રે ધાવો.

સૂ૦—(વિસ્મય પામીને) અરે આ શું છે!

( પુનઃ નેપથ્યમાંથી )

અરે, કોઇ ધાવો રે ધાવો!

अनुष्टुप्.

જાનકીની ઉછેરી આ બાલ મૃગી ચરે અહીં,
વાલ્મીકિરક્ષિતો સિંહ આવી સામો અડ્યો તહીં.

સૂ૦—હા! સમજ્યો એ તો વૈદેહીની પાળેલી મૃગીનો શિકાર કરવા ભગવાન્ વાલ્મીકિનો પાળેલો સિંહ આ બાગમાં આવેલો છે. ચાલો ત્યારે તો એની વ્હારે દોડીએ.

( ઇતિ નિષ્ક્રાન્તો )

( ઇતિ પ્રસ્તાવના )

---

(પછી હાથમાં ચાપ ધારણ કરી રામ પ્રવેશ કરે છે.)

રામ.—( સક્રોધ )

वसंततिलका.

આ હું ઉભો અહિં રહ્યો ધરી ચાપ હસ્તે
ને ત્રાસ કેમ સહશે દુબળાં પશુઓ;
તે સિંહનો કરીશ નાશ શરેથી એક
ને જાનકીમૃગીનું રક્ષણ હું કરીશ.

( આમ બોલી રામચંદ્ર સિંહની પાસે જાય છે, અને સિંહ રામનું દર્શન કરતાંજ સ્તબ્ધ બની જાય છે તે જોઇ )

માલતી.—( સાશ્ચર્ય )

સંતતિલકા.

આ કોણ બાલ વયમાં ધરી ચાપ હસ્તે
આવ્યા દીસે અમર બેટથી રક્ષવાને
સીતાતણી મૃગી; અહા! વળી દેખી જેને
સ્થોભી ઉભો મુનિતણો વિકરાળ સિંહ!

रा०— ( સ્વતઃ ) અરે શું આ સિંહ મુનિનો છો ( ઉચ્ચૈઃ ) અરે ધર્મભગિનિ, વનવાસિનિ, આપ કોણ છો અને આ સિંહ કયા મુનિનો છે?

मा०—કુમાર, હું જાનકીની સખી છું અને અમે સર્વ આ ઉદ્યાનની સામે આવેલા ભવાનીના મંદિરમાં દર્શનાર્થે આવેલાં છીએ. આ સિંહ ભગવાન્ વાલ્મીકિનો છે.

रा०—(સ્વતઃ) શું આ સિંહ ભગવાન્ વાલ્મીકિનો છે? એને કેમ મરાય. એને માર્યા સિવાયજ જો મૃગીનો પ્રાણ બચે તો પછી મારે મારવાની શી જરૂર? ( ઉચ્ચૈઃ ) શું ત્યારે તમારી સાથે જાનકી પણ છે કે?

मा०—હા, વિદેહરાજપુત્રી પણ અમારી સાથેજ આવેલાં છે. ( એમ બોલી આવા આનંદના સમાચાર કહેવા જાનકી તરફ દોડી ગઇ. )

रा०—( સિંહ ભણી નિહાળી ) અહા! ભગવાન્ વાલ્મીકિનો શો પ્રભાવ! એમનો બાલસિંહજ એમનો પ્રતાપ દર્શાવે છે.

શાર્દૂલવિક્રીડિત.

ચેકાવી પદ આ છલંગ ભરવા અગ્રાંગ સંકોચતો,
વારેવાર ધૂંજાવી કેસરસટા ચાન્ચલ્ય દર્શાવતો,
એકાએક થઇ શિથિલ તનમાં આરા ભણી ભાળતો
ને આ અન્ય પદે વળી ભૂમિ બધી ક્રોધે કરી ખોદતો.

( વાલ્મીકિ પ્રવેશ કરે છે )

रा०—( મુનિને દેખી ) ભગવાન્ વાલ્મીકિ કુમાર રામ આપને અભિવં-દન કરે છે.

वाल्मीकि—पुत्र कल्याणं भवतु ते ।

उपजाति.

अति प्रसन्नो रघुवंशकेतुम्
त्वामत्र दृष्ट्वा हृदये चिरस्थम्
यज्ञोद्भवाया जनकात्मजायाः
शापात् प्रमुक्तोऽहमुपस्थितोऽस्मि ॥

रा०—મહારાજ, આપનો ઉલટો હું અપરાધી થયોછું. મેં આપના પાળેલા પ્રાણીની ગતિનું સ્ખલન કર્યું તે દોષની ક્ષમા કરશો.

वा०—રઘુવંશના ધર્મિષ્ટ રાજાઓને યોગ્યજ તું બોલ્યો. તારાં વચનામૃત સાંભળી મને અતિ હર્ષ થયો છે તો તારી મરજીમાં આવે તે વર માગ.

रा०—( હસ્ત જોડી ) આપના જેવા દુર્લભ અને પુજ્ય પુરુષના દર્શન કરતાં મારે વિશેષ શું માગવાનું હોય!

वा०—પુત્ર તારી મનકામનાઓ સિદ્ધ હજો. હવે હું જાઉછું.

रा०—મહામુનિ, રામકુમાર આપનો અનુગ્રહિત થયો.

( ઇતિ નિષ્ક્રાન્તો વાલ્મીકિઃ)

रा०—અહા! સિંહને પાછો વળતો જોઇ આ બાલ મૃગી પાછી કેવા આનંદમાં રમવા લાગી! ( જરાવાર તેના સામું જોઈ ) અહા! વૈદિહીની આ મૃગી

मंदाक्रान्ता.

જોઇ સામું નિરભય બની મારી પાસે વળે આ,

પાછી ફ્હીની તરત અહિંથી નાસતી જાય આમ;
જાણે કોઈ દુઃખદ પશુઓ મારશે તેથી ફ્હીને,
દન્તે ઝાલ્યાં તૃણ સહિત તે આવતી આણી મેર.

( દક્ષિણ અંગના ફરકવાથી શુભ શકુન અનુભવી )

આ એકાએક હૃદયમાં આનંદનો શો વિલાસ ! અરે વળી આ દક્ષિણ અંગનો શો ફરકારો! અત્યારે મને સર્વ વસ્તુ અતિ રમણીય લાગે છે; મારો પ્રાણ આનંદને હિંદોળે ચઢયો હોય એમજ દીસે છે. ( જરા વિચારી ) અહિ મારૂં શું ભલું થવાનું હશે? ( જરા સ્મેળી ) અ-થવા મહત્પુરૂષના સંગનોજ એ પ્રભાવ.

### अनुष्टुप्.

સત્પુરૂષના સંગેથી ભવાબ્ધિદુઃખ સૌ ટળે,
વાલ્મીકિ ભગવદ્ દીઠે જગતમાં શું નહીં મળે.

( આમ વિચારતાં રામની દૃષ્ટિ મૃગી ઉપર પડે છે.)

रा०—( મૃગી જોઇ ) અરે આ એકાએક

### वसंततिलका.

નાસે જરીક વળી થોભી દૃગેથી જોતી,
મારી ભણી વળી કંઇક બીજી દિશામાં;
આનંદમાં મત થઈ રમતી જતી એ
આળોટતી કરડીને તૃણ ફેંકતી ને.

( રામ જરા ઉંચા થઇને જુએ છે. )

रा०—( સહર્ષ ) હા ! ધન્ય છે મને ! ( જરાવાર જાનકી આવતી હતી તે દિશામાં જોઇ રહી ) સમજ્યો; સખીઓના વૃંદમાં મંદ મંદ હાસ્ય કરતી અને રતિને પણ લજ્જા પમાડતી એવી વિદેહરાજપુત્રી અહિંજ આવે છે તેને મળવા અતિષય પ્રેમથી આકર્ષાયલી આ મૃગી તેના

ભણીજ દોડી જાયછે. ( જરા ઉંચા થઇ જોઇને ) વાહ્ વાહ્ આ મૃગીને જાનકીએ ઠીક ભણાવી લાગે છે.

### वसंततिलका.

પાસે જઇ તલ્પિને અહિ વસ્ત્ર છેદ,
તે પ્રેમ જાનકીતણો અતિશે બતાવે;
પાછી વળી ઉતરી ત્યાંથી ખળે કળે એ,
દન્તે ગ્રહી દુકુલને અહિ તાણી લાવે.

रा०—અહો ! જાનકી ! ( જાનકી તરફ જરા જોઇ રહી. )

### वसंत तिलका.

આતું સખી પ્રતિ હસી સ્મિતશ્રી લજાવે,
જાણે વધાવતિ રતિપતિ પુષ્પ વેરે
વિધેલગાત્ર સખી સ્કંધ વિશે તું ઢાળે
ચાતુર્યતાસખી વિવાદ વિશે બતાવે.

અપિચ.

### वसंतातिलका.

લજ્જા થકી મિલિત લોચન નીચુ ભાળે
કામે પ્રસારિ લલને નયનો નચાવે
ભૂલાવિ ભાન સખીનું મુજ સામુ જુવે
લૈ સ્વેદબિન્દુ લમણેથી અહિંતું છાંટે.

(સખીવૃન્દપરિવૃતા સીતા પ્રવેશ કરે છે.)

मा.—સખિ આ માર્ગે.

सीता—( લજ્જા પામી ) પ્રિય સખિએ કુમારની સાથે મારે વાત કરવી ઠીક નહિ માટે તું મારી વાગ્મુખી થા.

रा०—( સીતાને પૂર્ણ નિહાળી. ) અહા !

वसंततिलका.

શું આજ જાનકિ સ્વયંવર પ્રાપ્યબાલા !
સૌન્દર્યમૂર્તિ રતિકીર્તિ મનોહરા આ !
હા ! ગુણ ગંભીર ભરી; ધન્ય ભાગ્ય એના
જે ઝાલશે કર, કરી જનકપ્રતિજ્ઞા.

मा०—જેવી સખીની આજ્ઞા. ( રામ પ્રતિ ) કુમાર, અમારી સખીની મૃગી
ઉગારી તમે એમને અને અમને સર્વેને ઉપકૃત કર્યા છે.

सी०—( સ્વતઃ ) અને વળી કહે કે

अनुष्टुप् .

વૈદેહી આપનો આજે વાળતી ઉપકાર એ
અર્પિને દેહ આ તેનો આજથી તવ શર્ણ છે.

रा०—( સીતા તરફ નજર કરી સ્વતઃ )

वसंततिलका.

વૈદેહિ આ સખી તણા ભુજમાં પડીને
ને હાસ્ય મંદ કરતી મુખઅબ્જ ખોલી
કૈં ભ્રૂવિલાસ કરતી નયનો હસાવી
સખ્યુક્તવાક્ય સઘળે અનુમોદ દેતી

( માલતી પ્રતિ ) એમાં ઉપકાર શેનો! સબળ શત્રુ સામે નિર્બલ પ્રાણીનો ન્યાય પક્ષે બચાવ કરવો તે તો ક્ષત્રિયનો ધર્મજ છે.

सी०—( ગાભરી ) સખિ એ શું બોલે છે ?

मा०—( સીતા પ્રતિ ) બ્હેન, આમ ઉતાવળ શા માટે કરો છો ! ધીરા
થાવ. ( રામ પ્રતિ ) પરોપકારી પુરૂષોનું એવુંજ બોલવું હોય છે
કારણ કે

## गीति

કદિ ઉપકાર કરે એ ધર્મ કહી યશ ગ્રહે નહિં પોતે
અન્યત્સાધનદ્વારા યશ રૂપ બોજો ઉતારશે સૌ તે.

આ આપનો ઉપકાર અન્ય શી રીતે વાળિએ? આ સ્ફટિકની શિલા ઉપર પધારો; આતિથ્યસેવાથી આપને અમે સંતોષિયે.

**रा०**—હશે એમ કરો. ( મનમાં )

## मालिनी.

મુરખ મન ખરે તું પામવાડલભ્ય વસ્તુ,
મત થઇ વલખાં તું મારતું આમ આ શું !
હૃદય કળીં શકાય પ્રેમદાનું કદી ના,
ચતુરિ કરતી બોલે ચિત્ત હોયે બીજામાં.

( રામ તથા સખીવૃન્દસહિતા **સી**તા સ્ફટિકની શિલા ઉપર બેસે છે)

**रा०**—સખિ **માલ**તિ તમે સર્વ ભવાનીના દર્શનાર્થે રોજ આવોછો કે આજેજ?

**मा०**—અમારી સખી **સી**તા તો દરરોજ અહીંભગવતી **ભવા**નીના દર્શનાર્થે આવે છે પરંતુ આજ અમે સર્વે આવ્યાં છિયે કારણ કે—

( આગળ બોલતાં સીતા અટકાવે છે )

**अन्या**—આજે દેવીનો મહોત્સવ હતો અને હવે પરમ દિવસે સ્વયંવર આરંભવાનો છે એટલે—

( **સી**તા એને પણ બોલતી અટકાવે છે )

**मा०**—( **સી**તા પ્રતિ ) હવે એમાં શું થઇ ગયું.

**रा०**—એટલે શું ?

**मा०**—અમારે સર્વે મળી દેવીને સંતોષી એક યાચના કરવાની હતી.

**रा०**—શી વારૂ ? .

मा०—એ આ અમારી સખી—( સીતા શૃંગારનો અભિનય કરી માલતી-
નો અંગુઠો ડાબે છે )

मा०—આવા પુરૂષના મોં આગળ કહેવામાં આપણું શું જશે ?

सीता—સખિ ચુપ રહે હોં.

मा०—ત્યારે આટલુંજ કહી બંધ રહુંછું ( રામ પ્રતિ ) અમારે યાચના
એજ કરવાની હતી કે જાનકીને સમાન ગુણી શ્રેષ્ટ ભર્તા આપજો.
( સીતા શૃંગારનો અભિનય કરી રામ સામું જુએ છે.)

रा०—( સ્વતઃ ) ( મનેને શાન્તિ આપતાં )

अनुष्टुप् .

શાન્ત થા મન હાવે તું દૃષ્ટિપાત કૃપા થઈ.
કૃપા જાનકીની છે એ વિફલા થાય કદી નહીં.

मा०—( સખી પ્રતિ ) સખિ કુમાર કાંઇ વિચારમાં પડયા !

सखी.—હવે કુમારઅવસ્થા કયાં સુધી ચાલે ?

( સીતા રામ સામું જુએ છે. )

मा०—સખિ—( તેની આંગળી દાબી આંખથી સીતાને બતાવે છે )
( સીતા માલતીનો અભિનય જોઇ સલજ્જ નીચું જુએ છે )

रा—( સ્વતઃ ) અહા !

वसंततिलका.

આ ખીલતું કણભર્યું વદનારવિન્દ
સૌંદર્યભારથી નમ્યું મધુગંધદાર
ને કેંક એ મદનવાતથી હાલતું જે
તેને કયો ભ્રમર ભોગવશે અરેરે !

सी०—સખિ માલતિ હુંતો હવે જાઉંછું.

मा०—કેમ વારૂ, અમે અહિં બેશીશુ અને તમે જશો ?

સી૦—બેસ તારે બેસવુ હોય તો. મારૂં શું કામ છે!

( સીતા એમ કહી ઉઠવા જાય છે તેટલે )

મા૦—બ્હેન, જરા વાર તો બેસો. અતિથિનોએમ અનાદર થાય કે?

( હાથ ઝાલી બેસાડે છે. )

સી૦—( બેસતાં સ્વતઃ ) એ અતિથિ ખરા!

રા૦—( સ્વતઃ ) શું જાનકી ક્રોધે ભરાઇ? ના.

वसंततिलका.

આવી દયા ભરી વિદેહની પુત્રી જેહ
ને શાન્ત ચિત્તમહી ક્રોધ વસેજ કેમ!
એતો 'હશે તરૂણિની દ્દગબાલચેષ્ટા
નાતો, હસે નહિ ફરી સખીદત્તહસ્તા.

ત્યારે જાનકી મારા ઉપર કૃપા કરશે?

वसंततिलका.

શું જાનકી મદનબાણુથી વિદ્ધ એમ
મારી ભણી નજર તે કરશે જરાક?

અથવા,

આવી અશક્ય મનમાં શિદ ભાવના આ
ક્યાં રામસો જનકની સુશીલા સીતા આ!

રા૦—માલતિ, જાનકી કેમ રિસાઇ જાય છે.

गीति.

કદિ અપરાધ કર્યો મેં ક્ષમા માગું આ આજ એમની હું
હૃદયો મોટા જનનાં દયા થકી ભરપુર સદા રહેલાં.

( એમ બોલી રામ સીતાઆગળ હસ્ત જોડેછે અને માલતી

તરત તેમને ઉપાડી લે છે. તે જોઇ, )

**सी०**—( સ્વત: ) હા ધિક ! મુજ સમાન નિષ્ઠુરહૃદયઓને.

अनुष्टुप् .

કામ ધર્મની મૂર્તિ આ દયા શબ્દ અહીં વદે
નીચ નારીની પાસે તે પ્રાંજલી નમતા અરે !

**मा०**—કુમાર, તમે અમને અપરાધી કરો છો.

**रा०**—એમાં દોષ શેનો ? જો

अनुष्टुप् .

યજ્ઞોદ્ભવા **સી**તાને આ દેવ લોક નમે બધા
ભવાબ્ધિદુ:ખનાશાર્થે અપરાધી હું નમું કદા.

( નેપથ્યમાંથી )

અરે પ્રિય સખિ **મા**લતિ, વયસ્યા જાનકીને લેઇ ગૃહ તરફ સત્વર નિવર્તન કર, કારણ કે—

अनुष्टुप् .

વૈદેહીના વિયોગે આ વિદેહાધિપની દશા,
ભયકરા અતી ભાસે આવીને સુખ દે જરા.

**रा०**—( સાંભળીને ) ( સ્વત: )

वसंततिलका.

રે આંખ અંજન અમૃતની શળી આ,
ને આ હૃદે જનિતશોકનિવારણા હા !
સ્પર્શેજ અંગ સઘળાં સુખમાં ધરે જે,
તે જાનકીવિરહ કેમ પીડે નહીં રે !

**मा०**—(સીતા પ્રતિ ) અરે આવા સુકુમાર કુમારને મૂકીને જવા જવું

પણ મન થતું નથી!

सी०—ચાલ હવે સત્વર ચાલ. (સ્વતઃ) અરે!

### वसंततिलका.

વાત્સલ્યભાવ ગુરુનો મુજ એક તર્ફ,
આકર્ષતો ગૃહભણી, અવળી દિશામાં
આ અન્યપ્રેમ મુજને અહિ થોભવાને,
ખેંચે કરી અતુલ જોર અહા શું આજે!

मा०—કુમાર, જાનકીવિરહથી જનકરાજા અતિ પીડાય છે.

रा०—(સ્વતઃ) હા!

### वसंततिलका.

શું સુખ જગત મહિ પ્રાપ્ત થતું જનોને
તે દુઃખ રૂપ થઇ પાછળ પીડવાને!
હા! સુખ જાનકી જનિત થયું મને જે
તે સુખ દુઃખ થઇ સાલ થશે મને રે!

(માલતી પ્રતિ) તો તમે હવે સત્વર તે પીડા ટાળવાનો ઉપાય યોજો.

(માલતી તથા સખીઓ સહિત સીતા જવા માટે ઉભાં થાય છે.)

रा०—(સ્વતઃ) અરે, શું આ સર્વે જશેજ!

### अनुष्टुप्.

જાનકી જતાં રે! શું મારી પાસ રહે અહીં?
શૌર્ય બુદ્ધિ વળી પ્રાણ સર્વે ત્યાગી જશે તહીં!

मा०—કુમાર, અમારી સખીને સભારજો!

रा०—(સ્વતઃ) અરે હા!

### अनुष्टुप्.

ચિત્ત વેંધી રહ્યું ચોટી નામ જાનકીનું અહી

પ્રાણ સાથેજ જોડાયું વિસાર્યું વિસરાય ન્હૈ.

( જાનકી પ્રતિ ) કુમારિ વિદેહરાજપુત્રિ આ અવિનય સેવકને કોઇ કોઇ વખત સંભારી પવિત્ર કરશો.

**સી૦**—( સ્વતઃ ) વિનયનાં હજુ વિશેષં બાણ મારી અહીંજ ગતપ્રાણા કરે.

( **સી**તા જતાં જતાં પોતાના હાથમાં ઝાલેલા સમૃણાલ કમળને માલતીના હાથમાં આવે છે.)

**મા૦**—( રામપ્રતિ ) કુમાર,

## वसंततिलका.

આ હાથથી સરથકો સહભૃંગ ચુંટયું
ને પ્રેમથી ઉરમહી અધુના ધર્યુંતું
તે જાનકી કમળ દંડમૃણાલ સાથે
આપે અતિથિપર ધારી કૃપાજ આજે.

**રા૦**—( જાનકી ભણી જોઇ સ્વતઃ ) શું હૃદય! ( કમલ લઇ ) જાનકીનો હું અનુગ્રહિત થયો.

( ચાલતાં ચાલતાં મૃગી પાછળ પડી જવાથી )

**સી૦**—સખિ માલતિ આ મૃગી પાછળ પડી !

( જરા પાછી ફરી તેને આગળ કરી જાય છે )

**રા૦**—હા ધન્યા! ( જરાસ્થોભી ) મૃગી તું પણ ગઇ કે ! હશે તોપણ હું તારો ઉપકૃત થયો કારણ કે

## वसंततिलका.

મૈત્રિપ્રભાવ દરશાવતી તેં ખરેરે
પાછી જરી હરિણી લોચનો ફેરવીને
તેનું શરત્ શશિ સમાન સુશોભિતાસ્ય
તેનું સુદર્શન કરાવ્યુ જતાં મને તેં.

રા૦—( કમળને નિહાળીને જોતાં )

## वसंततिलका.

વૈદેહિના　કલભસુંઢ સમાન હસ્તે
ચુંટાયલું સરથી, જાનકી ઊર ઉધ્યું,
તું ધન્ય હે કમલ! તેથી પવિત્ર જાણું
છે પૂજનીય　સુર લોક થકી　ઘણેરૂં,

( જરા એનાં પત્ર ઉકેલી જોતાં ) અહા !

## वसंततिलका.

એ જાનકી મુખની　કાન્તિ હરી દલે તે,
શ્વાસાનુગંધ　સઘળી　અહીં ગંધ મધ્યે,
સીતાતણા　કરની　તે મૃદુતા મૃણાલે,
તું સંગમાં શિખ્યું દિશે દહ શાન્તવાને.

તેથી તને હું હૃદય સમીપ રાખી મારા આત્માને શાન્ત કરીશ.

( એમ કરી પોતાના હૃદય ઉપર દાબે છે. )

( તેનું સ્પર્શસુખ અનુભવિ )　　શો ચમત્કાર !

## वसंततिलका.

જાણે થયા અગર ચંદન લેપ અંગે
ને શીત અંજન બીજાં સહુ તેની સંગે
ને માલ કેતકિ અને શીત મોગરાની
એને જણાય મુજ ચક્ષુ રહ્યાંજ ઢોળી !

( સીતા જે સ્થાનમાં બેઠી હતી તે સ્થાન ભણી નજર કરતાં. )

## शिखरिणी.

પડી ખાલી ભૂમી તથપિ મન મારૂં અહિ ચહે

રહેવાને કાજે ગૃહ ભણી જરા તે નજ વળે
અહા આકર્ષી આ! મન ગતિ સઉ આમ વળતી
સખીને સ્થાને હું ક્ષણ ભરપિ બેસી સુખ લઉં.

( સીતા જ્યાં બેઠી હતી તે સ્થાનમાં બેસી વિચારતાં )

## शार्दूलविक्रीडितम्

શું એ સ્વપ્ન થઈ ગયું નજર કે ચુક્યો ભુલ્યો ભાન હું
જે છે સુખસ્મૃતિ મને ખરી હશે કે એ હશે ખોટિ સૌ!
શું વૈદેહીની સાથ વાક્ય વચને વિનોદ માણ્યો ખરો!
મિથ્યા એ સઉ; જાનકીપ્રતિ કદી સંવાદ શો રામનો!

( નેપથ્યમાંથી )

ગાલવ, જો, જો,

## मालिनी.

નજર કર જરા તો સૂર્ય રાતો મટીને
નભમહિં ઝડપે તે આવતો શ્વેત થૈને
કુમળુ શરિર પંખી બાલ તાપે તપાવા
સુખદકિરણમાં તે બેઠું નાશી જતું આ.

**रा०**—( સાંભળીને ) શું ભગવાન્ તિગ્મરશ્મિ પ્રચંડ કિરણો વિસ્તારવા મડયાં. !

( પછી લક્ષ્મણ પ્રવેશ કરે છે )

**लक्ष्मण**—ભ્રાતર્ રામ, વિશ્વામિત્ર ઋષી સેવામાં પધાર્યા હશે અને આપણને તો પુષ્પ વીણતાં ઘણી વાર થઇ માટે ચાલો આપણે સત્વર ત્યાં જઇએ નહિ તો વળી ઋષિ ક્રોધાયામાન થશે.

**रा०**—ચાલો ત્યારે. ( સ્વતઃ )

**वसंततिलका.**

ના થાય લેશ મન આ ભુમિ ત્યાગવાને
જો હું જઈશ તદપિ મન આજ સ્થાને;
કાદંબરીમદ પીધો મત પ્રેમ રાગે
આ પ્રાણ અન્ય સુખને દુઃખ માત્ર લેખે.

(ઇતિ નિષ્ક્રાન્તૌ)

(ઇતિ પ્રથમ અંક.)



## ( અથ દ્વિતીય અંક.)

—∞—

विदू०—અરેરે! રામભદ્રને શું થયું છે તે કોઈ કળી શકતું નથી. વિશ્વામિત્ર ઋષિ જો એમની સાથે કાંઇ વાતચિત કરે છે તોપણ તેતો મોનજ બેશી રહે છે અને કોઈની સાથે વાતચિત પણ કરતા નથી અને આખો દિવસ શોકમાંજ કાઢે છે. આજ સ્હવારે જનક રાજાના ઉદ્યાનમાં ગયા પછીથી એમની પ્રકૃત્તિ આવી વિચિત્ર થઈ ગઈ છે; એમને ઘણુંએ પૂછું છું પરંતુ તે કાંઈ કેહેતાજ નથી. એમની પછવાડે ફરી ફરીને હુંતો મરીજ ગયો. એતો ક્ષત્રિય એટલે એમને કાંઇ શ્રમ લાગે નહિ પરંતુ અમારા બ્રાહ્મણ બાછના તો ભ્હાર વાગી જાય. આટલો બધો પ્રયત્ન કર્યો છતાંય રામ પોતાના મનની વાત કેહેતા નથી. હશે હમણાં મિત્ર આવશે ત્યારે વળી ફરી પૂછી જોઇશ. ( ઉંચુ જોઈને )અરે શોકના ઉદ્‌ગાર કાઢતા રામ અહિંજ આવે છે. ચાલ, એમની સામો જાઉં.

( પછી રામ પ્રવેશ કરે છે. )

रा०—અરેરે!

### हरिणी.

સુખદ સર્વે વસ્તુ આજે દુખે મન બાળતી<br>
મધુર મધુરા કોકિલા જે શરે વિંધિ પાડતી<br>
સ્મરશરસમાં વૃક્ષે આવ્યાં સુપુષ્પ દમે વળી<br>
હૃદય સઘળે સ્થાને મૂક્યું દુખે સુખ ત્યાગિ રે.

वि०—( પાસે જઇ ) રામભદ્ર, આજ આમ કેમ શોચ કરો છો હું આટ આટલું પૂછું છું છતાં મને તમારૂં દુઃખ નહીં કહો!

रा०—મિત્ર મારૂં અસહ દુઃખ કહી વળી તને દુઃખી શા માટે કરૂં.

वि०—શું રામચંદ્રનો મિત્ર રામચંદ્રનું દુઃખ નાશ કરવા અસમર્થ છે? તમે કહો તો મોટા મોટા પાહાડ તોડી નાંખુ અને એક ક્ષણમાં તમારા પ્રતાપે આકાશ પાતાળ એક કરૂં તો આવા દુઃખનો શો હિસાબ!

रा०—મિત્ર, શારિરિક દુઃખનો સર્વ ઉપાય થાય.

वि०—ત્યારે શું આ માનસિક દુઃખ છે ?

रा०—હા ભાઇ.

वि०—ત્યારે તો હું ભુલ્યો. (સ્વતઃ) ત્યાંતો આપણાં મજાં ન ચાલે. (જરા વિચારી) કાંઇ નહીં આપણા બ્રાહ્મણભાઇના ત્યાંય ગજ વાગશે. લાવ પૂછું તો ખરો એવું શું દુઃખ છે. (ઉચ્ચૈઃ) પણ તમે કહો તો ખરા.

रा०—ત્યારે ભાઈ નીચો બેશ પછી તને કહું.

वि०—શું ઉભાં ઉભાં નહિ કહેવાય કે ?

रा०—ના.

वि०—શું ગબડી પડાશે ?

रा०—મૂર્ખ દુઃખની વખતે તને મશ્કરી સૂઝે છે!

वि०—ચાલો આપણે અહિં બેશીએ.

(રામ અને વિદૂષક બેસે છે.)

रा०—મિત્ર, સાંભળ મારા દુઃખની કથા.

वि०—શરૂ કરો ત્યારે.

रा०—આજ પ્રાતઃકાલે હું જનકરાજાના બાગ તરફ પુષ્પ વિણવા ગયો હતો.

वि०—ત્યાંથી કાંઇ વળગ્યું કે શું ?

रा०—મૂર્ખ, આમ બોલી બાળવામાં તને મઝા પડે છે!

वि०—ભૂલ્યો એ તો. ત્યાં શું થયું?

रा०—ત્યાં બાગમાં ફરતો હતો તેટલાકમાં જાનકી અને તેની સખીઓ-નો મારે મેલાપ થયો.

वि०—( સ્વતઃ ) ઠીક; ત્યારે તો ભાઇ પ્રેમ વ્યથા ભોગવે છે! ( ઉ-ચ્ચૈઃ ) તેમાં તમને દુઃખ શા માટે થયું?

रा०—સાંભળ.

वसंततिलका.

સૌન્દર્ય સંગ્રહ કરી જગદીશ્વરે એ
ને ગુણ ગ્રામ સધળા મહિ મેળવીને
પ્હેલી બનાવી પુતળી બહુ સાચવીને
તેમાં વિવેક કરીને પછી પ્રાણ મૂક્યો.

वि०—જાવ! એના જેવી કોઇ નહિ હોય કે શું?

रा०—રે મૂર્ખ!

वसंततिलका.

સીતાથી ઇન્દુ ઉપમેય બની રહ્યો છે
ને કામ સ્ત્રી રતિ વળી સરખાવતીરે'
પોતાની જાત મિથિલાધિપપુત્રી સાથે
તેને કહે કહીં મળે ઉપમાન હાવે?

वि०—ઠીક ત્યારે તો એ પુતળીને જોઇને તમારે આનંદ પામવાનો રહ્યો।

रा०—અરે હા! ( સ્વતઃ )

### हरिणी.

મુરખ વદતો જાણે ના એ મમાંગ વિહે બળે;
જનકદુહિતા જ્યાંથી દેખી મને નહિ શાન્તિ રે'
યદપિ મનમાં જાણું નિશ્ચે હરે! રમણીય તે!
હરિણીચપલા બાલા સીતા અતિ દુર્લભા મને.

( રામની આંખમાં અશ્રુની ટીસીઓ બાઝેલી જોઇ)

वि०—રામભદ્ર આ શું !

रा०—મિત્ર, મારી દશા વિલક્ષણ છે.

वि०—રામચદ્ર આ તમારો ધર્મ કે ?

रा०—( મનમાં ) અરે, હાય !

### शार्दूलविक्रीडितम्.

જોઇ ચંદ્ર ચકોર ભાન ભુલતો આજે ભુલ્યો ભાન હુ
જોઇ ચંદ્ર વિદેહરાજદુહિતા હાયે ! ત્યજ્યો ધર્મ હું.
એ સૌન્દર્ય સીમા મને દૃગ મળ્યે હાયે! ભુલ્યો સર્વ હું
મારો ધર્મ ભુલ્યો હુ અર્થ સધળો ભુલ્યો વળી પ્રાણ હું.!!

वि०—કુમારશ્રી, એની પછવાડે ગાંડા જેવા કેમ બની ગયા ! જાઓ એ સીતા મારે તમને લાવી આપવી.

रा०—( સ્વતઃ ) બ્રહ્મ વાકય સફલ હો! અથવા એ સુદરી મારે કર્મે કયાંથી હોય !

### शार्दूलविक्रीडितम्.

જેનો પાણિ ગ્રહી જવા સુર ઘણા આવ્યા દિસે સંગમાં
ધારી દેહ વિશેષ રૂપ બળને ઇન્દ્રાદિ જે ઇચ્છતા,
ત્યાં આ બાળ અરે! વિદેહધિપની પુત્રી વરે પેરશી

એવી ઉગ્ર અશકય રામવિરની કારી પ્રતિજ્ઞા કરી.

वि०—( રામને હજુ પણ શોક કરતા જોઇ ) શું રામભદ્ર, મારા પણ તમને વિશ્વાસ નથી પડતા કે? શું મારૂં એટલુંય નહિ ચાલે? અરે બલબલી સ્ત્રીનાં મન ડોલાવું તો વળી એ સીતા તે થી ગણતરીમાં!

रा०—મિત્ર, પરશુરામે કરાવેલી જનકરાજાની પ્રતિજ્ઞા અતિ કઠિણ છે.

वि०—( સ્વતઃ ) હા ભુલ્યો, આ તો પ્રતિજ્ઞા પૂર્ણ કરી વરવાનું છે! મેં તો જાણ્યું કે સીતા એમની એમજ રૂપગુણે આકર્ષાઇ પોતાની વરમાળ આરોપશે. હશે પણ અત્યારથી એમ ધૈર્ય છોડવું નહો! ( ઉચ્ચૈઃ ) અરે એવી એવી બાર પતિજ્ઞા છોને રહી!

## शार्दूलविक्रीडितम्.

જેણેઽરણ્ય બંધુ ગજાવી રૂષિને સંતાપ આપ્યો ઘણો
ને જે રાવણરાયે હુંક થકી આ આખા વને મ્હાલતી
એવી તે વિકરાળ રાક્ષસસુતા મારી ક્ષણે તાડિકા
જે આ બાહુબળે નહિ ગણુતિમાં તે પ્રાસ શું ચાપ આ!

रा०—મૂર્ખ, કયાં રાક્ષસી તાડિકા અને કયાં શંકરનુ ધનુષ્ય! હા સીતા! હા જાનકી! હા વિદેહરાજપુત્રી!

( એમ કહી રામચંદ્ર નિસાસા નાંખેછે )

वि०—( મનમાં ) રામચંદ્ર છેક ગાંડા જેવા થઇ ગયા છે અને નિરાશામાં એમનું સર્વ ડાહાપણુઅને શૌર્ય પણ જતું રહ્યુંજ લાગે છે! એમનું ચિત્ત ઠેકાણે લાવવા ચાલ કાંઇ બીજો વિનોદ કરાવું.

( આમ વિચારી વિદૂષક રામપ્રતિ )

રામચંદ્ર આમ જુઓ આ સુંદર કમળની શોભા તો આલોકો.

रा०—( વિદૂષકના હસ્તમાં કમળ દેખી ) અરે મિત્ર ગાલવ એ કમળ મને ઝટ મારા હાથમાં આપ.

वि०—( મનમાં ) હું કમળું નહીં આપું એટલે એની ખેંચ તાણમાંજ રામચંદ્રને પેલી વાત થોડીકવાર વિસારે પડશે અને એમને આનંદ થશે. ( ઉચ્ચૈઃ ) લેવું હોય તો મારી પાસે આવો. ( એમ કહી વિદૂષક દોડીને જરા આઘો જતો રહે છે. )

रा०—અરે હાય ! હું ધિગ્ભાગ્ય જાનકીના શોકમાંને શોકમાં કમળ કુટિમાં ભુલી ગયો અને ત્યાંથી આ મૂર્ખને હાથ લાગ્યું હવે એ નહીં આપે ! ( ઉચ્ચૈઃ ) અરે મિત્ર અહીંલાવ—એને લાવ—

### वसंततिलका.

નાતું અહે કમલ પ્રાણ અહે તું મારા
લૈ પ્રાણ પ્રાણ પળતો ધિક સ્વાર્થતા હા !
ના લેશ તું મન મહિ ધરતો દયા શું !
એ પ્રાણ વીણ ટકશે નહિ આ શરીર.

વિદૂષક કાંઇ સાંભળતો નથી તે જોઇ )

મિત્ર, મિત્ર અત્યારે દુષ્મનની ગરજ સારૂંછું.

### वसंततिलका.

સે મિત્ર આ નમુ તને કરને કૃપાતું
ઉભો રહે ક્ષણ જરા પદમાં પડુંછું;
એ પ્રેમલાકર અડી મૃદુ પાંખડીને
આલિંગવા પ્રણયથી મુજને સખા દે.

( વિદૂષક જરા ઉભો રહી ભાગ્યું તુટ્યું સાંભળીને )

वि०—આ કમળ એટલું બધું વ્હાલું લાગતું હોય તો અહીં આવીને લ્યો.

( રામ તેના તરફ દોડે છે )

वि०—રામભદ્ર, આના ઉપર પાછા આટલા બધા કેમ મોહિત થયા? બોલો, આ નઆપુ તો તમે શું કરો વારૂ?

रा०—હું મિત્રને શું કરી શકુ?

वि०—રામચંદ્ર લ્યો ત્યારે આ અહીં મૂકું છું.

( રામ લેવા જાય છે કે વિદૂષક ખેંચી લઇ દોડી જાય છે, અને રામ પ્રતિ )

वि०—કુમાર! અહીં આવો. આપણે આ સ્થાનમાં બેસીએ અને પછી હું તમને એ કમળ આપીશ.

रा०—( નહિ ચાલવાથી બેશી પડતાં ) અરે હાય!

## शिखरिणी.

થયાં ગાત્રો મારાં શિથિલ નહિ તે તો ટકી શકે,
અહા! ભાગ્યા ચર્ણો ક્ષણ ભરપિ તે ના ચરિ શકે;
પરસ્વેદે હાવે શરિર સઘળું બીજ્યું દિસતું,
ગયું પ્રેમે શૌર્ય પ્રિય જનકસૂતા મહિ બધું.

वि०—( રામ તરફ જોઈ ) અરેરે! આતો હસુવાનું ખસતું થઇ ગયું. રામભદ્ર તો આંખો મીચી ભોંય ઉપર પડી ગયા! લાવ ત્વરાથી ત્યાં જઈ એમને કમળ આપી સંતોષું. ( એમ બોલી વિદૂષક રામ પાસે જાય છે અને એમની છાતી ઉપર કમળ દાબે છે કે તરત )

रा०—મિત્ર

## वसंततिलका.

તારો થયો મુજ પરે ઉપકાર છે આ
તેં સ્થાપિયો નિકળતો મુજ પ્રાણ રે હા!
તેં પ્રેમ દુઃખ દરિયે ડુબતો બચાવ્યો

આપી મને કમળ તન્તુ કરેથી આવે.

રામચંદ્ર કમળને પુનઃ વૃક્ષાસ્થલ આગળ દાબે છે અને સીતાના સુંદર કરનું ભાન થતાં.

### वसंततिलका.

હા જાનકી કમળદંડ સમાન આવે
તારો સુકોમળ વળી અતિશે સુંવાળો
નાજુકડો પુલકિતો કર તાહરો એ
મ્હેરાવશે કવણ કંકણ ધારિ હસ્તે!

અરેરે જનકરાજ પુત્રિ!

### वसंततिलका.

આવા અલક્તક ભર્યા પદ પ્રેમળા હે!
ને કુમળા કમળશા સરખા ભરેલા
તે કોણ અંક ધરિને શુધ પ્રેમ પ્રેર્યો
સંવાહશે લલિત હે! લલને તમારા.

वि०—કુમાર, અહિંતો કોઇ નથી અને આમ ગાંડા જેવા કેમ ભ્રમિત થયા! જો આ કમળ તમને આટલું દુઃખદ હતું તો તે લેવા તમે શા માટે આગ્રહ કર્યો?

रा०—મિત્ર, આ કમળ દેખતાંજ મને જાનકી પ્રત્યક્ષ થાય છે કારણકે—

### वसंततिल[illegible]ा.

જાતાં હતું જનકરાજની પુત્રીએ આ
લીલા સહિત સખી હસ્ત વિશેજ નાંખ્યું;
તે ભેટ જે મળી મને અનુમોદ દેતી
હજી અપાંગનયના અહિ ભાળતો હું.

वि०—અરેરે ! સુખ કરવા જતાં આ તો ઉલટું દુઃખ નીવડયું. લાવ કાંઇ બીજો ઉપાય વિચારી કાહાડું. ( વિદૂષક વિચારમાં બેસે છે )

( પછી માલતીની મોકલેલી તેની સખી લવંગિકા પ્રવેશ કરે છે)

लवंगिका.–મને સખી માલતીએ કહ્યું છે કે ઉદ્યાનમાં પેલા કામમૂર્તિ હસ્તમાં ધનુષ્યબાણ ધારણ કરેલા અને કંઠમાં પુષ્પના હાર પહેરેલા રતિકુમારની સાથે વાત કરતાં માત્ર એમનાં વચનથી મોહિત થતાં ઉતાવળમાં અમે એમનું નામઠામ કે જે પ્રથમજ પૂછવું જોઇએ તે પણ વિનોદમાં ભૂલી ગયાં તેથી તે કુમાર કોણ છે અને ક્યાં આવેલા છે તે તું તપાસ કરી આવ. હું હવે નગર સમીપ સ્વયંવરોચ્છવ પ્રસંગે પધારેલા રૂપિમંડળના મુકામ પાસે આવી પહોંચી. અહીંઆં જરા તપાસ કરૂં કે એ કુમાર અહિં ઉતરેલા છે કે કોઇ અન્ય સ્થલે. ( ઇતઃ તતઃ પરિક્રમણ કરી ) અહો ! પેલું કોણ બેઠું. ( સાશ્ચર્ય ) ખરેખર માલતીએ વર્ણન કરેલો કુમાર તે આજ હશે કારણકે

## वसंततिलका.

શોભા અલૌકિક દિસે કરચાપધારી
નીચું નમ્યું વદન ચંદ્ર સમાન ચારૂ
ને પાતળી મણિશળી સમ અંગૂલીએ
ભૂમીપરે કંઇક લેખ લખે જણાય.

લાવ પાસે જઈ એમને નિહાળીને જોઉં. ( પાસે જઇ સંતાઇને ભૂમી ઉપર જોઇ સહર્ષ ) અહા ! ખરેખર આ એજ કુમાર !

## शार्दूलविक्रीडितम्.

મારી આ સખી સુંદરી પ્રિય સીતા ભૂમિ પરે ચીતરી
ને અશ્રૂ નિગળે હરે ! નયનથી છેકાઇ તેથી છબી,

અંગૂલી અડકી કપોલફુલકે ત્યાંથી ખસે ના જરી
અસ્વસ્થા થઇ છે દશા નિરખિને આહા ! પ્રભો એમની.

ધન્ય સીતા ! તારા જેવી બાલાને કોણ ન ચ્હાય ! લાવ એમને વિદિત થઇ એમનું હવે નામ ઠામ પુછું. ( એમ વિચારી જેવી પ્રસિદ્ધ થવા જાય છે તેવામાં )

वि०—મિત્ર !

ल०—વળી આ કોણ ? સમજી, આ તો આ કુમારના મિત્ર. જોઉં તો ખરી એ શી વાતો કરે છે. આ વૃક્ષ પાછળ સંતાઇ જઉં. ( એમ કહી વૃક્ષ પાછળ સંતાઇને ઉભી રહે છે. )

वि०—મિત્ર ! જરા આમ તો આવો. (રામચંદ્ર બોલતા નથી તે જોઇ. ) લાવ જોઉં જોઇએ એ શુ કરે છે. ( પાસે જઇને ) અરે આ તો પાછા ભૂમિ ઉપર જાનકીની મૂર્તિ ચિતરી રૂદન કરે છે ! એમનું મન વળી ત્યાંથી ખસેડી નાંખ્યું. ( વિદૂષક મિત્ર મિત્ર બોલતો રામની અતિ થડમાં જાય છે અને પોતાના પટકુલને બોાંય સરસુ ખેંચી છબીને અજાણતાં ભૂસી નાંખે છે. તે જોઈ )

रा०—( સક્રોધ ) અરે ! એ કોણ છે ?

वि—મિત્ર બ્રાહ્મણ ઉપર ક્રોધ !

रा०—( વિદૂષકને જોઇ ) ) અરે હાય ! મિત્ર તુંજ મને ક્યારનો દુઃખ દેયાં કરે છે ! અરે આ ક્ષણ વાર હું રતિમૂર્તિને નિહાળી મારા જીવને આનંદ આપતો હતો તે આનંદ પણ તું ન ખમી શક્યો !

वि०—મિત્ર, આનદ ખરો ! આંખમાંથી અશ્રૂ જાય અને હૃદય આનંદને હિંદોળે ચઢે ! એતો ભાઇ ચમત્કાર !

रा०—મૂર્ખ ! આનંદાશ્રૂ કદાચ નીકળ્યાં હોય તો તેમાં શું થયું.

वि०— પણ મેં તો જાણ્યું કે તમે તો રડતા હતા. ચાલો ત્યારે તમને

હું બીજી કોઈ રીતે આનંદ કરાવું.

रा०—મારે તારી બીજી રીત નથી જોઇતી.

वि०— રામચંદ્ર—

रा०—તારે મારૂં શું કામ છે ? તું એકલોજ આનંદ કર.

ल०—ઠીક, કુમારનું નામ રામચંદ્ર! અને એ રામચંદ્ર સીતાના ઉપર આટલો બધો પ્રેમ ધરાવનારા! અન્ય વસ્તુ એમને નથી જોઇતી! સીતારામ! એ પણ ઠીક શોભે છે.

वि०—પણ હવે આમતો આવો. શું પ્રેમમાં પિતાનો પણ અનાદર કરશો ?

रा०—મિત્ર, એ શું બોલ્યો ? શું પ્રેમમાં પિતાનો અનાદર!

वि०—જો અનાદર ન કરતા હો તો આમ આવો તમને હું કાંઇક દેખાડું. (એમ કહી રામને એક સ્ફટિકની શિલા પાસે લેઇ જાય છે)

वि०—( સીતાની છબી હાથથી દાબી) મિત્ર તમે જુઓછો! આ કોણ છે?

रा०—આતો પુજ્ય પિતાજી મહારાજા દશરથ.

वि०—રઘુકુળમાં નરરત્ન મહારાજા દશરથ પોતાના મિત્ર વિદેહરાજ સાથે કેવા શોભે છે!

ल०—ધન્ય છે વિધાતા! તું તે કેમ ભુલે.

### वसंततिलका.

તેં કલ્પ્યાં રૂપ ગુણથી ભર્યાં જો સીતાને
તેના સમાન રૂપ ગુણ બળે ભરેલા
જન્માવિયા રઘુકુળે શુભ સૂર્યવંશે
આ રામચંદ્ર મિથિલાધિપમિત્રપુત્ર.

रा०—અહા પિતાની સાથે ઉદ્યાનમાં ફરતા વિદેહરાજ પણ કેવા શોભી રહ્યા છે!

शार्दूलविक्रीडितम्

જાનેમિત્ર સમસ્ત મંદ હસતા ઝીણી કરે વાત એ
ને આ જો મિથિલાપતિ હરખમાં દેખાડતા રાજને
પોતાના કરથી ઉછેરી મધુરી વલ્લી ચઢી વૃક્ષ જે
ને દાક્ષિણ્ય કરે પિતા કરમહીં આપે વળી તાળો એ.

પણ મિત્ર આ દક્ષિણેતર હસ્ત આમ જરા લાંબો કેમ કર્યો છે? જરા આઘો ખશ, જોઉં એ હસ્તે જનક રાજાએ શું ઝાલ્યુ છે?

वि०—( સ્વતઃ ) અરે આ પાછી માંકાણુ મંડાઇ! પણ કાંઇ ફિકર નહિ! ( ઉચ્ચૈઃ ) રામચંદ્ર એ તો વૃદ્ધ વિદેહરાયે પોતાના હસ્તને ટેકાવ્યો છે.

रा०—પણ જેના ઉપર એ રાજાએ પોતાનો હસ્ત આશ્રિત કર્યો છે તે વસ્તુ પણ સ્તુતિપાત્રજ હશે! માટે મને જોવા દે.

वि०—જાઓ, એ તો હું નથી જોવા દેનાર.

रा०—કેમ વારૂ? ત્યારે તો ત્યાં કોઇ ચમત્કાર જેવુ લાગે છે. ( રામ એકદમ વિદૂષકનો હસ્ત ખસેડી નાંખે છે અને સીતાને દેખતાં ) અહા! પ્રિય સખી જાનકી! ( વિદૂષકને ) મૂર્ખ આવી સુખદ વસ્તુને તું શા માટે સંતાડતો હતો. ( ચિત્ર સામું જોઇ ) અરે બાલા! તારા પિતાના હસ્તમાં તું કેવી નૃત્ય કરી રહીછું!

मंदाक्रान्ता.

હીંદોલે આ રમત કરતાં હાથ બાળા પિતાનો;
બીજા હાથે કુસુમનભમાં નાંખતી ઝીલતીને
ઝંકારી આ પદમહિ ધર્યાં ઝાંઝરો આમઝૂલે
ચર્ણુચાલ્યે; દશરથ જુંએ ડોકિયાં હા! કરીને.

અહા! તારી બાલ વયની પણ ચેષ્ટા એવીજ છે!

લ૦—( સહર્ષ ) શુ વિદેહરાજની સાથે પિતાના હાથને રમાડતી સખીની બાલ છબી રામની નજર પડી!

રા૦—મિત્ર!

## मंदाक्रान्ता.

જેને દેખ્યે ઉપવન મહીં પ્રેમથી હર્ષ ઘેલો
દ્દષ્ટીપાતે જીવિત સઘળું ધન્ય સાર્થ પ્રમાણું
તારા સંગે નવશશિ સમી શોભતી વૃન્દ મધ્યે
તે આ બાલા જનકકરમાં નાચતી દેખો ના તો!

લ૦—હવે શો સંદેહ: માલતીનો બતાવેલો કુમાર તે આજ! પ્રભુ મારી સખીને આજ ભર્તા હજો.

વિ૦—એ તો મેં જોયુ, પણ આમ જુઓ તો ખરા!

## रुचिरा.

આ પાળેલો, હંસરાયનો, આમ ચરેમોતી ચારો;
વાયે ઉડયા વસ્ત્ર મહીં તે ચાંચ મારી ચાલી જાતો;
તેને તાડન કરવા કાજે હાથ કરે ઉંચો જ્યારે
બાલ હંસીની પાસે જઇને સંતાયે છે તે ત્યારે,

રા૦—( હંસ હસીને નિહાળી ) અહા! આ હંસીની પણ શી ગમત!

## वसंततिलका.

સીના સમાન લચી ચાલથી ચાલી હંસી
આ હાવભાય કરતી નૃપને મનાવે;
માને નહીં નૃપતિ જો સખી પ્રેમી જાણી
વૈદેહી પાસ નમતી રમતી રિઝાવે.

ल०—અહા ! રામનું હૃદય વૈદેહિથીજ ભરેલું છે અને એમાં અન્ય વસ્તુનો અવકાશજ નથી !

( નેપથ્યમાંથી. )

રામભદ્ર વિશ્વામિત્ર ઋષિ કુમારને નિહાળી પોતાનાં ચક્ષુ સંતોષવા ધારે છે કારણકે—

## मालिनी.

સકળ રૂષિ મુનિઓ અન્ત્ય સંધ્યા સજીને
ગૃહ પ્રતિ વળતા આ આવતા આમ હાંવે
વિહગ નભ ચઢેલાં ઊતરી બેસતાં આ
ઉચ્ચ તરૂવર ટોચે પૂર્ણમાં જે સુતેલાં.

वि०—રામ, ગુરૂ આપને એમની પાસે બેલાવે છે હવે સાયંકાળનો વખત થયો માટે મુકામ ઉપર ચાલો.

रा०—અરે ધિક્ !

## मालिनी.

અરર ! શિદ હવે હા ! મુકી જાવી છબી આ
દુઃખ અતુલ મને જે શાન્તતીતી જરા આ
રઘુકુળ શુધ વંશે રાખતો પ્રીતિનું જે
દિનકર, મુજને શે દુઃખ દેતો ત્યજી તે !

( વિદૂષકને ) મિત્ર જરા થોભ. હું આ જાનકીની છેલ્લી પ્રાર્થના કરી લેઉં.

ल०—( સાશ્ચર્ય ) છેલ્લી કેમ ?—

## अनुष्टुप्.

મારી પ્રિયા સીતાની તો પ્રાર્થના કરજો તમે

રહી તેની સદા સંગે પૂરીને મન કામના.

रा०—( સબાષ્પ )

## स्रग्धरा.

જાઉં છું હા ! ત્યજીને અવિનય કરીને તે ભુલી માફ દેજે
વ્હાલી સીતે સખાને પુનર પુનરપિ પ્રેમ પૂર્યા હૃદેમાં
સંભારીને ક્યારે દુખ સહુ ટળવા દાસની વિનતી આ
લેજે ધ્યાને તું દેવી યજનઉદ્ભવા લક્ષ્મી સાક્ષાત્સ્વરૂપા.

ल०—( અતિ ઉતાવળે ) તમે પણ—

## इंद्रवज्रा.

જોજો થશો ના પળ એક વાર
મારી સખી જાનકીથી જુદાય;
તેને તમે ધ્યાનથી ભૂલશો ના
એ યાચના હું કરતી જતાં આ.

रा०—( સીતાની છબીને આલિંગવાનો અભિનય કરી )

## अनुष्टुप्.

રહેજે મનોહરા રૂપા જાનકી તુજને જતાં
આલિંગવા ચહે પ્રાણ પ્રેમ દુર્ગે પડયો અહા !

वि०—મિત્ર એ તો ન્હોય જાનકી !

रा०—ત્યારે કોણ ?

वि०—એ તો જાનકીની છબી છે.

रा०—હા ! ધિગ્ !

ल०—( સબાષ્પ ) અરેરે ! પ્રભુ ! ( કહી નિસાસો નાંખે છે. )

वि०—કુમાર હવે સત્વર ચાલો.

રા૦—ભાઇ આ ચાલ્યો. ( જતાં જતાં સીતાની છબી સામું જોઇ ) અરે આ શું થાય છે !

### શાર્દૂલવિક્રીડિતમ્.

ચક્ષુ આ નિજ ધર્મ ત્યાગ કરીને શોભા રૂપે સાંપડયું
ખુલ્લું નેત્ર તથાપિ અંધ સઘળું ભાસે મને આજ શું !
કર્ણે ધાક પડયા દિસે; ત્વગ બની બ્હેરી બધી હાય ! આ
તે સર્વે મન સાથ જાનકી જુએ શ્રણે કરે સ્પર્શ હા !

( ઇતિ નિષ્ક્રાન્તૌ રામવિદૂષકૌ. )

લ૦—(બહાર આવી) ધન્ય સીતા ! તેં આવા ધર્મી અને કામદેવ જેવા સુકુમારના હૃદયમાં ઠીક નિવાસ કર્યો છે ! મનેય પણ ધન્ય કે રામચંદ્રનાં દર્શન થયાં. ચાલ હવે જઇને માલતીને તેનો સંદેશો કહું.

( ઇતિ નિષ્ક્રાન્તા. )

## ( ઇતિ દ્વિતીય અંક. )

( અહીં લવંગિકા પ્રવેશ કરે છે )

**लवंगिका०**—આજતો આનંદનો દિવસ ! પ્રિય સખી **સીતા**ને વધામણી ખાવાની છે માટે ચાલ ઉતાવળી જઉં. ( ઉતાવળમાં જતાં જતાં સામી આવતી **માધવી**ને જોઇ ) અરે ! સખી **માધવી** અહીં કેમ આવે છે ! ( જરા જોઇ રહી ) એનું મુખ કેમ ઉતરી ગયા જેવું લાગે છે ! લાવ એને પૂછી જોઉં. ( **માધવી** સામી જાય છે. )

**माधवी.**—( પ્રવિશ્ય લવંગિકાને જોઇ ) કોણ ? સખી લવંગિકા ! ઠીક થયું કે તું મને અહિંજ મળી.

**ल०**—કેમ વારૂ બ્હેન ?

**मा०**—સખી હું તનેજ શોધવા નીકળી હતી.

**ल०**—મારો શો ખપ પડયો છે ?

**मा०**—તને હમણાં જણાશે.

**ल०**—ત્હોય જરા કહેતો ખરી. આજ કાંઇ તું શોકમાં હોય એમ જણાય છે.

**मा०**—સખિ, પ્રિય વયસ્યા **સીતા** ઘણી અસ્વસ્થ દશા ભોગવે છે.

**ल०**—( સાશ્ચર્ય ) શાથી ?

**मा०**—તે તો કાંઇ કળી શકાતું નથી. એમના આગળ વિનોદની વાત પણ દુ:ખદ થઇ પડી છે !

**ल०**—શું **માલતી** પણ કાંઇ તર્ક કરી શકતી નથી ?

**मा०**—એ તે બાપડી શું કરે ! એ ઘણુંએ સમજાવેછે પરંતુ ગમે તેમ હોય પણ **જાનકી** કશું પણ કેહેતાંજ નથી. **માલતી**ના કળ્યામાં તો એમ આવે છે કે સખી કુસુમબાણના પ્રભાવથી પીડાય છે.

**ल०**—એવી અવસ્થા ક્યારની થઇ છે ?

**मा०**—**માલતી** તો કહે છે કે ઉદ્યાનમાં પેલા સુંદર કુમાર દેખ્યા ત્યારથી એમની એવી વિપરિત અવસ્થા થઇ છે અને તેથીજ એણે મને

ખોળવા મોકલી છે.

લ૦—એ કુમારનો ચોકસ પત્તો હું લાવી છું.

मा०—સખિ શું તું સત્ય બોલુછું ?

લ૦—અસત્ય કેમ હોય ?

मा०—ત્યારે તો સત્વર ગમન કર.

લ૦—ચાલ હું આ આવી ?

(ઇતિ નિષ્કાન્તા માધવી)

લ૦—અહા ! પ્રભુનો શો ચમત્કાર !

अनुष्टुप्.

જાનકીને મને રામ રામને મન જાનકી
સમજાનકી જોડીએ શોભતી બહુ ભાતથી!

( ઇતિ નિષ્કાન્તા )

( ઇતિ વિષ્કુમ્ભક )

---

( અથ તૃતીય અંક )

---

( અહીં મદનવ્યથાપીડિતા સખિવૃન્દપરિવૃતા શય્યા ઉપર સુતેલી જાનકી આવે છે )

માલતી૦—( જાનકીના હૃદય ઉપર કર મુકી ) સખિ તને શું થાય છે ?

( સીતા કાંઈ બોલતી નથી. )

( તેથી માધવી પ્રતિ ) સખિ માધવિ વયસ્યા જાનકી મદનપીડિતા

અતિ દારૂણુ અવસ્થા ભોગવે છે.

**माधवी०**—હમણાં લવંગિકા આવશે એટલે એને શાન્તિ થશે.

**माल०**—ત્યારે તું વળી તેને કયાં મુકી આવી. ?

**माध०**—મને તેણે કહ્યું કે તું ચાલ હું આ આવી !

**माल०**—આવે પ્રસંગે એમ મુકીને અવાય કે ! ( **સી**તાપ્રતિ ) સખિ ! જરા બોલતો ખરી ! બ્હેન, તને શું થાય છે.

**सी०**—( જરા જરા ) સખિ માલતિ મને શું થાય છે તે હુંજ પોતે જાણી શકતી નથી.

**माल०**—અરેરે ! હવે એનું શું થશે !

( પછી રાણીએ મોકલેલી દાસી પ્રવેશ કરે છે )

**दासी०**—બ્હેન માલતિ જાનકીને અંગે દાહ થાય છે તેના ઉપર લેપ કરવા દેવીએ આ ચંદનનું અંજન મોકલ્યું છે તે એમને શરિરે ચોપડો

**माल०**—( મનમાં ) આવા પ્રસંગે ચંદન એને શાન્તિ નહીં આપે પરંતુ દેવીની આજ્ઞાને અનુસરવું એ ઠીક છે. ( દાસી પ્રતિ ) લાવ જોઉં. ( એમ કહી **સી**તાને અંગે ચંદન ચોપડે છે તેથી એકદમ ઝબકીને )

**सी०**—અરે હાય ! સખિ માલતિ બળતીને તું શીદ વધારે બાળે છે?

**माल०**—સીતે; આતો ચંદન છે.

**सी०**—તું એમ જૂઠું બોલી મને તેજાપાદિના લેપ ન કર. મારા ઉપર જરાતો દયા લાવ.

**माल०**—( સ્વતઃ ) અરે રે ! જાનકીને ચંદન તેજાપ સમાન અગ્નિ પ્રદિપ્ત કરે છે. હવે એનો શો ઉપાય !

**माध०**—સખી, લવંગિકા આ આવી.

( તતઃ પ્રવિશતિ લવંગિકા )

**ल०**—( પ્રવિશ્ય ) ( **સી**તાની દશા જોઈ ) અરેરે !

## शार्दूलविक्रीडितम्

સૂકા કાષ્ટ સમાન આ સખી પડી હા! માલતીઅંકમાં
પાણ્ડુ ગાત્ર થયું બધું મદનના જોરે પીડાતી ઘણી.
ના વેઠી શકતી અહા અગરના લેપાદિતે અંગમાં
ને શય્યાકુસુમો સુકાં પવનથી ઊડે અહા આમશાં!

( લવંગિકા સીતા પાસે જાય છે )

**माल०**—( સહર્ષ ) સખિ લવંગિકે વયવસ્યા જાનકીને ઉગારવી તારા હાથમાં છે.

**ल०**—( મનમાં ) હા અત્યારે તો મારાજ હાથમાં. ( ઉચ્ચૈઃ ) બ્હેન તમારી આજ્ઞાનુસાર હું પેલા કુમારની શોધ કરવા ગઇ હતી.

**सी०**—( લવંગિકાને બોલતી સાંભળી ) સખિ માલતિ કયા કુમાર ?

**माल०**—સખિ એતો પેલા આપણે ઉધાનમાં જોયા હતા તે. ( લવંગિકા પ્રતિ ) પછી.

**ल०**—એમને ખોળતી ખોળતી સ્વયંવરાર્થે પધારેલા રૂષિમુનિના મુકામ પાસે હું જઈ પહોંચી.

**सी०**—( ગભરાયલી હોય એમ ) માલતિ એ કોનો સ્વયંવર !

**माल०**—( સ્વતઃ ) ખરેખર જાનકીએ એ કુમાર વિના બીજા કોઇને નહિજ પરણવાનો નિશ્ચય કર્યો હોય એમ લાગે છે. ( ઉચ્ચૈઃ ) બ્હેન આમ ગાંડાં શાં કાઢો છે ! ( લવંગિકા પ્રતિ ) પછી શું થયું.

**ल०**—ત્યાં હું એમને ખોળતી હતી એટલામાં—

**माल०**—તેં એમને જોયા કે ?

**ल०**—( સહર્ષ ) હા !

**माल०**—ત્યારે એમના વિશે તેં કાંઈ ખોળ કરી ?

**ल०**—એ કેમ ભૂલું.

**माल०**—કહે ત્યારે સર્વ વૃતાન્ત.

**ल०**—એ કામાવતારનું નામ **રામચંદ્ર.**

**माल०**—શું એ દશરથ રાજાના પુત્ર?

**ल०**—તમે ક્યાંથી જાણો?

**माल०**—કેમ ન જાણીએ ? હમણાં થોડાજ વખત ઉપર મેં સાંભળ્યું હતું કે વિદેહરાજના મિત્ર દશરથ રાજા પાસેથી વિશ્વામિત્ર ઋષિ એમના જ્યેષ્ટ પુત્ર રામને તાડિકાદિ રાક્ષસનો સંહાર કરી યજ્ઞાદિનું રક્ષણ કરવા યાચી ગયા છે અને તેજ કુમાર ઋષિમંડળ સહિત સ્વયંવરોચ્છવે અહીં પધાર્યા હશે.

**ल०**—તમે તો સર્વ વૃતાન્ત જાણતાં હો એમ લાગે છે.

**माल०**—એતો હું જાણું છું. એથી વિશેષ કાંઈ હોય તે કહે.

**ल०**—એથી શું વિશેષ. પણ—

(તંતઃ પ્રવિશતિ દાસી )

**दा०**—બ્હેન લવંગિકા તમને રાણી સત્વર બોલાવે છે માટે અવિલંબ એમની પાસે પધારો. કહ્યું છે કે કાંઈ વાચચીત કરતાં હોય તોપણ તેમને તરત તેડી લાવજે અને વાતચિત પછી થશે.

**ल०**—ચાલ ત્યારે. ( માલતી પ્રતિ ). સખિ જાનકીને ધીરજ આપજે. મારી ખાતરી છે કે એમની આશા ફલિત થશે.

( એમ કહી દાસી સાથે જાય છે. )

**माल०**—( સ્વતઃ ) અરેરે ! જાનકિએ તો

## वसंततिलका.

જ્યાંથી ‘ સ્વયંવર ’ શુણ્યો સખીએ વદેલો
નિશ્ચે કર્યો, મન કહે, જીવ ત્યાગવાનો.
રે આમ છેક વપુ નાંખી પડી સીતા આ
સંભાળ લેશ નહિ લે સ્વપને બુડી હા !

( સીતાને ) પ્રિય જાનકિ તું જરા સ્વસ્થ થા.

**सी०**—સખિ હું જે કરૂં છું તેજ કરવા દે. સુખી અને સ્વસ્થ થવાનો અન્ય ઉપાય નથી.

**माल०**—એમ કાયર થઇ પ્રાણ ત્યાગ કરવો તે તુજ સમાન ડાહી બાલાને ન શોભે. તું ઉભી થા હું તને કાંઇ આશા આપવા સમર્થ થઇ છું.

**सी०**—( સહર્ષ ) સખિ એ વાક્ય તું ફરિ બોલ.

**माल०** - ( તે વાક્ય ફરી બોલે છે. )

**सी०**—શાની આશા વારૂં ? માત્ર આશા રૂપિ દોરને વળગીને હુ અત્યાર સુધી જીવી છું અને જો તે આશાને તું સમર્થ કરતી હોય તો તારૂં કહેવું સાંભળવા હું તૈયાર છુ.

**माल०**—રીતે તુ સ્વસ્થ થા પછી હું તને કંઈ વાત કહું.

**सी०**—( ધીમે રહી ઉભી થઇને ) માલતિ બોલ હવે તું શું કહેતી હતી.

**माल०**—પેલા ઉદ્યાનમાં દીઠેલા કુમારને તે ઓળખ્યા કે ?

**सी०**—( સ્વતઃ )

## गीति

બાંધ્યા દૃઢ બંધનમેં ઓળખવા શા રહ્યા હવે બાકી !
હૃદય ઓળખી પ્હેલાં અર્પી ધનની ત્રિપુટિ પ્રેમેથી.

( ઉચ્ચૈઃ ) ના, નામ ઠામથી મેં ઓળખ્યા નથી.

**माल०**—એ તો અત્યુત્તમ કુળના યુવરાજ છે.

**सी०**—( સહર્ષ સ્વતઃ ) એમાં શું આશ્ચર્ય ? નહિ તો મારૂં હૃદય કેમ માન્ય કરે.

( ઉચ્ચૈઃ ) કયા કુળના.

**माल०**—સૂર્યવંશી રઘુકુળના.

**सी०**—( સહર્ષ ) ત્યારે તો એ દશરથનંદન હશે.

**माल०**—શો સંદેહ !

सी०—( સ્વતઃ ) અરેરે !

अनुष्टुप् .

એક તર્કે થતો હર્ષ રામને અર્પિયું હદે
રામ નામને જાણીને બાળતો કુસુમાયુધ.

( પાછી વિરહાવસ્થા ભોગવતી માલતીના ખોળામાં પડે છે. )

माल०—જાનકિ વળી તને આ શું થયું. તું જરા ધૈર્ય ધારણ કર.

सी०—( સુતી સુતી ) સખિ માલતિ ! સખિ માધવિ ! તમે મારી દશા જુઓ છો ! તમે સર્વ જાણો છો, અને સર્વ દોષ મારા ઉપર શિદ દોળો છો ?

माध०—સખિ, અમે તમારા દુઃખથી અજ્ઞાત નથી, પરંતુ તમેજ જ્યારે આમ છેક નાહિંમત થઇ જાવ તો પછી અમે શું કરી શકિયે. પ્રભુકૃપાએ તમારા સર્વ મનોરથ પૂર્ણ થશે. ( દ્વાર તરફ નજર કરી ) સખિ પિતાશ્રીનો પ્રતિહારી પ્રવેશ કરે છે માટે જણાય છે કે જનક રાજા તમને જોવાને પધારે છે. એમની સાથે ધૈર્યથી વાતચિત કરજો નહિ તો વળી તમારી દશા જોઇ એ પણ ઘણા પીડાશે.

( તતઃ પ્રવિશતિ જનકઃ )

जनक ( સીતાને સુતી જોઇ ) વ્હાલી નન્દિની સીતા, જાનકિ, તને દુઃખની શાન્તિ થઇ ?

सी०—( ધીમે રહિને ઉઠી પિતાના ચર્ણમાં પડી ) પૂજ્ય પિતાજી આપનાં માંગલિક દર્શનથી હવે મને ઠીક છે. મારી વ્યાધી થોડી થોડી શમતી હોય એમ મને લાગે છે.

ज०—( માલતી પ્રતિ ) પુત્રિ માલતિ, તારી સખીની આ શી દશા થઇ ? અરેરે ! આ માંગલિક અવસરે વ્યાધી ક્યાંથી થઇ આવી !

माल०—પિતાજી ઇશ્વરેચ્છા બલીયસી. હમણાં તો સખીની પ્રકૃતિ સારી

થતી જાય છે અને કાલસોરી ઘણી સારી થઇ જશે.

જ૦— ( સીતાને ઉરે ચાંપી માલતી માધવી પ્રતિ )

उपजाति

સખી તમે બ્હેન સમાન એને
સંભાળજો સર્વ વિધી કરીને
ઉપાય યોજી સઘળા તમોને
ગમે મને તે દુઃખ ટાળવાને.

માધ૦—પિતાજી હમણાં એમની પ્રકૃતિ ઠીક થઇ છે એટલે થોડીક વાર પછી ઉદ્યાનમાં લેઇ જઇ અમે વિનોદ કરાવીશું.

જ૦—એને વિનોદ કરાવવાંનો ઠીક વિચાર કર્યો. પ્રાતઃકાળમાં ઉદ્યાનની રમણીય શોભા જોઇને ક્ષણવાર એનું મન પણ આનંદ પામશે, અને એ આનંદમાં એને દુઃખનો વિશ્રામ થશે. ( સીતાપ્રતિ ) બાપ સીતા હવે તું થોડીવાર પછી સખીઓ સાથે ઉદ્યાનમાં જા એટલે તને શરિરે ઠીક પડે.

સી૦—પિતાજી હું તેમ કરીશ. ( અત્ર નિષ્ક્રાન્તો જનકઃ )

( સ્વતઃ )

शिखरिणी.

જતી પ્હેલાં જ્યારે ઉપવન મહી પ્રેમ પુરમાં
બધી વ્યાધી ખોતી સખીગણમહી સ્હેજ રમતાં
મને સંભારીને પ્રિત કરી મને દુઃખ હરવા
સખી પ્રેરે આજે કુસુમશરના ઘા શું રૂઝવા !

માલ૦—સખિ જાનકિ, જો હવે તારી પ્રકૃતિ સારી હોય તો પિતાની આજ્ઞાનુસાર આપણે ઉદ્યાનમાં જઇએ.

સી૦—( સખેદ ) માલતિ ત્યારે હવે ત્યાંનું બાકી હોય તે પુરૂ કર.

( ઇતિ નિષ્ક્રાન્તાઃ સર્વે )

( પછી દેવી **અ**નસૂયા પ્રવેશ કરે છે. )

**અન૦**—( સખેદ ) અરે પ્રભુ ! આ એક તરફ સ્વયવરોચ્છવ અને બીજી તરફ પુત્રીની વ્યાધી ! હા !

**अनुष्टुप्**

**હ**રીએ શુ હશે ધાર્યું **જાન**કી દમથા ઽ થવા
પુરસ્સરી દશા આવી દુઃખની સુખઅગ્નિમા !

( નેપથ્યમાંથી. )

દેવિ, આવી

**અન૦**—અરે કોણુ ?

**લં૦**—(પ્રવિશ્ય ) દેવિ, એતો હુ **લવ**ગિકા.

**અન૦**—( હૃદય સરસી ચાંપી ) પુત્રિ, ઠીક થયુ કે તું વેળાસર આવી પહોંચી.

**લં૦**—માતુશ્રી એટલુ બધુ ઉતાવળનું શુ કામ હતુ વારૂ ?

**અન૦**—પુત્રિ, આજે તારી સખી **જાન**કી અસ્વસ્થા હોવાથી કદાચ **ભ**વાનીની પૂજાર્થે જઇ શકે તેમ ન હોય તો પછી છેલ્લે દિવસે દેવીની પૂજા રહી જશે એ ચિન્તાથી મે તને તરતજ તેડવા મોકલી કારણકે પ્રાતઃકાલ તો થવા આવ્યો અને હજુ **જાન**કીની ચિન્તામાંને ચિન્તામાં પૂજાપો પણ તૈયાર કર્યો નથી. તું હવે પૂજાપો સત્વર તૈયાર કર અને **જાન**કીની વતી આજ દેવીના અર્ચનાર્થે **ભ**વાનીના મંદિરમાં ઉતાવળથી **જા. જાન**કી અને **લવ**ંગિકા એકજ છે.

**લં૦**—( બે હાથ જોડી નમન કરી ) જેવી માતુશ્રીની આજ્ઞા. પણ આપ હવે જાનકીની કાંઇ ચિન્તા કરશો નહિ કારણકે મને ખાતરી છે કે એમની વ્યાધી હવે થોડાજ કાળમાં દૂર થશે અને માંગલિક અવસ-

રમાં કાંઇ પણ વિઘ્ન નહીં નડે.

**अन०**—પુત્રિ એવમસ્તુ. તમારા જેવી ડાહી સખીઓના વૃન્દમાં એને દુઃખ ઓછું થશેજ.

**ल०**—માતુશ્રી, ત્યારે હવે હું જાઉં છું. પૂજાપાનો સર્વ સામાન તૈયાર કરી બારોબારજ હું ભવાનીના મંદિરમાં જઈશ.

**अन०**—હા બ્હેન વ્હેલી થા. ઉતાવળી જજે કારણકે હવે વખત થઇ જવા આવ્યો છે.

( અત્રનિષ્ક્રાન્તા લવંગિકા. )

**अन०**—દાસિ.

**दासी०**—( પ્રવિશ્ય ). દેવીની શી આજ્ઞા?

**अन०**—જાનકીના મંદીરમાં જઇને માલતીને કહે કે ભવાનીની પૂજાર્થે મેં લવંગિકાને મોકલી છે અને સીતાની અવસ્થા જો સારી થઇ હોયતો તું તારી સખીને લેઇને અહીં આવી એને સ્નાનાદિ કરાવી વિધિ પ્રમાણે સ્વયંવરાર્થે તૈયાર કર.

**दा०**—( પ્રણમ્ય ) જેવી દેવીની આજ્ઞા.

( અત્ર નિષ્ક્રાન્તા દાસી. )

**अन०**—ચાલ હું પણ જાનકીના શૃંગારાદિ તૈયાર કરૂં.

( ઇતિ નિષ્ક્રાન્તા ).

( ઇતિ તૃતીય અંક. )



# ( અથ ચતુર્થ અંક. )

---

( અહીં વિદૂષક પ્રવેશ કરે છે. )

**विदूषक.—**

## शार्दूलविक्रीडितम्.

જે આ જગત મહીં બધે સુખદુખે વ્યાપી રહ્યો સર્વમાં
ને જેને નહી કાલ સ્થાન કરતાં બાધિત વ્યાપારમાં
તે જે પ્રેમ વિના નહીં જગતનો દિસે જરા સંભવ,
આહા ! રામ મને વશી અતુલ શો પીડે વિશુદ્ધિતમ!

**વિશ્વામિત્રજીએ** ગઈ રાત્રે **રામચંદ્રને** અને મને બન્નેને પ્રાતઃકાળમાં પુષ્પ વીણી લાવવાની આજ્ઞા કરી છે અને મને વિશેષમાં પણ કહ્યું છે કે **રામચંદ્રને** કાંઇ શોક થયો હોય એમ લાગે છે માટે તેને તું આનંદ પણ કરાવજે. જેનું હૃદય માત્ર **સી**તાના વિલાસમાંજ રમ્યા કરે છે તેને હું અન્ય શી રીતે વધારે આનંદી કરી શકીશ! ઠીક છે—( જરા ઉંચું જોઇ ) અહા ! મિત્રતો આ આવ્યા.

## शिखरिणी.

અહા કેવી શોભા વદન ધરતું રંગ પલટી
ક્ષણે રાતું પાણ્ડુ પલક મહિતે શ્યામ પડતું
ક્ષણે હર્ષે નાચે હૃદય પલમાં શોકદરિયે
બુડે જાણું એવું વિધવિધ મનોભાવ બદલે !

ચાલ ત્યારે એમની સામો જાઉં. ( આમ બોલી **વિદૂષક રામચંદ્ર** સામો જાય છે. )

**વિ૦**—મિત્ર **રામ** હવે જનક રાજાના ઉધાન તરફ આપણે ગુરૂઆજ્ઞાનુ-

સાર પુષ્પ વીણવા જઇએ.

रा०—ચાલ ત્યારે.

वि०—પણ તમે મને પુષ્પ વીણવા લાગશોકની ?

रा०—કેમ નહિ ?

वि०—( સ્વતઃ ) કદાચ પુષ્પ વીણતાં વળી કુસુમબાણનો વજ્ર પ્રહાર થાય ! ( ઉચ્ચૈઃ ) રામચંદ્ર બરાબર ધૈર્ય રાખજો.

रा०—મૂર્ખ હજુએ એની એ વાત !

वि०—લ્યો ત્યારે એવાત આ પડતી રહી. ચાલો હવે.

रा०—ચાલો હવે ચાલો હવે કરછું અને તુતો જરાય ખસતો નથી.

वि०—( સ્વતઃ ) ખસું તે કેમ ? મને તમારી અવસ્થાની વિશેષ ચિન્તા રેહે છે.

रा०—મિત્ર, ચાલને ઉભો કેમ રહ્યો.

वि०—ચાલોને ત્યારે.

रा०—લે હું તો આ આગળ ચાલ્યો.

वि०—હમણાં તો પગ ઉપડે છે પણ જોજો થોડીવાર પછી ઠંડા પડી ન જાય એ જાળવજો.

रा०—બેસ બેસ હાવે. તારા જેવા નથી તો.

वि०—એ તો હવે અમે બળિયા કે તમે તે તો હમણાંજ જણાશે.

( પટાન્તરેણ ઉદ્યાનં પ્રવિશ્ય )

रा०—મિત્ર આ ઉદ્યાનની શોભા કેવી ખીલી છે. કેવી રમ્ય દીસે છે !

## रुचिरा.

આ જો મિત્ર કરે પક્ષી કંઇ નૃત્ય વૃક્ષ પર બેસીને
મધુર મધુર આલાપી સર્વે મદન જોર ઉપજાવે તે.
પૂર્વ દિશામાં પ્રકટી ભાનુ ચંદ્રતેજ હરતો દીસે
કુમુદિનીવન આ મ્લાન પામિને ભૃંગ સાથ મીચાયે છે.

वि०—( સ્વત: ) વાહ વાહ ક્ષત્રિય ! અત્યારથીજ આમ થાય છે અને અમારા કરતાંય બળવાન !

रा०—મિત્ર આ જો તો ખરો.

## मालिनी.

મધુર મધુર આવી વાયુ વાતો સરેથી
કમલરજ ભર્યો એ મોર રહ્યો ઝુલાવી
મયુર મયુરી સાથે ક્રીડતો જેના નીચે
ઉપવનતરૂ બેઠી હીંચતી કોકિલા જે.

वि०—મિત્ર આ હંસમિથુન જોવાનું છોડી મારૂં ચક્ષુ તમારા ભણીજ-થી વળતું. ( રામનુંપટકુલ ખેંચી ) જરા આમ જુઓ.

## वसंततिलका.

લાવી મને ઉમળકો પ્રિય તોષવાને
આ હંસી જો તૃણપરે પતિ પાસ નાચે
તેથી પ્રસન્ન થઈ હંસ પ્રિયા રિઝાવે
વક્ષઃસ્થળે મદનઆતુર એ દબાવે.

रा०—( સ્વત: ) વિરહીજનને બાળવા માટે પ્રાતઃકાલમાં ઉદ્યાને પણ ઠીક રંગ મચાવ્યો છે ! ( વિદૂષક પ્રતિ ) મિત્ર ચાલ હવે આપણે પુષ્પ વીણવા માંડીએ.

वि०—હું અહિંથી પારિજાતક પુષ્પ ચુંટું છું અને તમે પેલાં સામે ખીલતાં પાટલપુષ્પ વીણો.

रा०—ઠીક એમ કર. ( પુષ્પ વીણતાં ) શું આ પાટલપુષ્પનો ઉપભોગ કરનાર આ ઉદ્યાનમાં કોઇ નથી કે તે આટલાં બધાં જથાબંધ સ્વચ્છંદે અહીં ખિલ્યાંજ જાય છે અને પાકાં થઇ પૃથ્વી ઉપર ગરી પડે છે !

અથવા—

### वसंततिलका.

દીઠો મને ઉપવને પ્રિય જાનકીએ
ત્યાંથી પડયો મદન મૂઢ ન એની મેલે !
ના, ના,
એ કયાં અલભ્યમણિ ભોગવવા સમર્થ
હું રામ સ્પર્શ કરવા નહિ શક્તિમાન.

(રામચંદ્ર પાટલપુષ્પ ચુંટતા પાસેના સરોવરમાં ઉગેલાં કમળની થડમાં જાય છે અને કુમુદિનીને મીચાતી દેખી.) અહા! દુઃખસહભાગિનીઓ

### वसंततिलका.

હું જાણું ત્યાગ કરિયો સખી જાનકીએ
તેથી થતાં દુખિત મ્લાન થઈ અત્યારે;
ત્યાગ્યો મને પણ સખી તમ પેઠ એણે
વૈદેહી ક્રૂર થઇ હા સખી આપણી એ.

(ને પથ્યમાંથી ઘંટાનો નાદ શુણી)

रा०—શું અત્યારમાં પ્રિય સખી દરરોજની પેઠે ભવાનીના દર્શનાર્થે આવી છે! (ફરી સાંભળીને) અહા! એમાં શો સંદેહ! ભગવતી દેવીની આરતી સમયે થતા ઘંટાનોજ આ નાદ! ત્યારે તો હવે ફરિથી પણ પ્રિય સખીના દર્શનનો લાભ લેવા હું સમર્થ થઇશ ખરો. (એટલાકમાં)

वि०—(આવીને) મિત્ર કેટલાં પુષ્પ વીણ્યાં?

रा०—(ગભરાયલા) જોને, આટલાં બધાં! (એમ કહી ઉંચાં કરી વિદૂષકને બતાવે છે)

वि०—(પાસે આવી) અહા! ત્યારનાં માત્ર ચાર પાંચજ પુષ્પ વીણ્યાં?

रा०—એમ કેમ? હું ક્યારનો વીણું છું ને એટલાંજ કેમ હોય?

वि०—( સ્વતઃ ) કાંઇ વિચારમાં ને વિચારમાં રામચંદ્ર પોતે શું કહે છે તે પણ જાણી શકતા નથી. પોતે કેટલાં પુષ્પ વીણ્યાં તેનું પણ એ-મને ભાન નથી! (ઉચ્ચૈઃ) મિત્ર ત્યારના તમે શું કરતા હતા?

रा०—પુષ્પ વીણી તેના હાર ગુંથી પ્હેરાવતો હતો.

वि—કોને?

रा०—શું?

वि—( સ્વતઃ ) અહા! હજુ પણ મિત્ર સ્વપ્નાવસ્થાજ ભોગવે છે! પુષ્પના હાર ગુંથી સ્વપ્નમાં જાનકીને કોટે પ્હેરાવે છે! ( રામ પ્રતિ ) રામચંદ્ર, રામચંદ્ર.

रा०—( ચેતનમાં આવી ) કોણ મિત્ર ગાલવ?

वि—શું અત્યારેજ ઓળખો છો કે?

रा०—તું મારી પાસે અત્યારે આવ્યો કેની? કહે શું પૂછું છું?

वि०—હું શું પૂછુછુ તે તમે જાણતા નથી તો પ્રશ્નના ઉત્તર શી રીતે આપ્યા?

रा०—ઉત્તર શા! બરોબર બોલ હવે.

वि—રામચંદ્ર, ત્યારનાં આટલાંજ પુષ્પ વીણ્યાં?

रा०—( પુષ્પ સામું જોઈ સ્વતઃ ) શું આટલાંજ! ( ઉચ્ચૈઃ ) મિત્ર મારાથી તો એટલાંજ વિણાયાં.

वि०—થયું ચાલો હવે સૂર્ય તો પૂર્ણ ઉગ્યો અને રૂષિને પૂજાની વાર થશે.

रा०—ચાલ ત્યારે ( અહીં રામચંદ્ર અને વિદૂષક ઉદ્યાન બહાર નીકળે છે અને તેના બીજા દ્વાર આગળ આવી )

रा०—મિત્ર આ પુષ્પ લેઈ તું ઉતાવળો રૂષિ પાસે જા. હું જરા ઉદ્યાનના આ અન્ય ભાગને જોતો આવું અને જો ત્યાં કોઇ સારાં વિણવા જેવાં પુષ્પ હોય તો તે પણ લેતો આવું.

वि०—એમ તમને એકલા મૂકીને તો હું નહીં જઉં.

रा०—મિત્ર, મને એકલો મૂકવામાં તને શો ભય છે? તારી પાછળજ હું આવું છું. જનક ઉદ્યાનના આ વિભાગની શોભા અતિ રમણીય છે અને ત્યાં ઉત્તમ પ્રકારના પુષ્પનો સંગ્રહ સારો છે તેથી મારૂં મન જરા આકર્ષાય છે.

वि०—(સ્વતઃ) શું મિત્ર માત્ર પુષ્પ અર્થેજ ત્યાં જવા ધારે છે! ના ના! એતો કદાચ ભાઈના મનમાં હશે કે જાનકી ત્યાં આવેલી હશે તો વળી થોડીવાર આનંદ થશે. (રામ પ્રતિ) હું તમારૂં કહેવું સર્વ સમજી ગયો અને આપણે તો એકલા જવાના નથી.

रा०—તારૂં ચાતુર્ય મારાથી ક્યાં અજાણ્યું છે. હું ગમે તે રૂપમાં બોલું પરંતુ તું મારૂં હૃદય તરતજ વરતી જાય છે. મિત્ર આ અવસરે હઠ કરવી ઠીક નહિ માટે તું અચિર ગુરૂ પાસે જા અને હું તારી પાછળજ આવું છુ.

वि०—(હસીને) જુઓ ત્યારે હું જાઉં છુ તમે તરતજ પાછા આવજો નહિતો મારે બોલાવા આવવું પડશે.

रा०—(સ્વતઃ) કદાચ મારા અંતરની વાત રૂષિનેતો નહિ કહી દે! (ઉચ્ચૈઃ) મિત્ર જા નિઃશંક જા હું તારી પાછળજ આવું છું. પણ— (રામ બોલતાં અચકાય છે.)

वि०—પણ શું?

रा०—મિત્ર તું ગુરૂને કશી વાત કહીશ નહિ.

वि०—(સ્વતઃ) ભાઇને રૂષિની કેટલી બધી બ્હીક લાગે છે! (ઉચ્ચૈઃ) આપણેતો જો પુછશે તો કહી દેવાના.

रा०—(સભય) મિત્ર એમ થાય કે?

वि०—ત્યારે જૂઠું બોલાય કે!

रा०—(ગભરાઇને) જૂઠું બોલવાનું હું ક્યારે કહું છુ.

वि०—મિત્ર ગભરાશો નહિ. હું કશું નહિ કહું, તમે નિઃશંક રહેજો. પણ જોજો વાર થાય નહિ.

रा०—( સ્વતઃ ) આ બ્રાહ્મણનો હજુ પણ મને વિશ્વાસ પડતો નથી. એને કાંઇ આપવાની લાલચ આપીશ તોજ એ મારૂં કાર્ય કરશે. ( વિદૂષક પ્રતિ ) મિત્ર, હું આવીને તને આ આપીશ ( એમ કહી કાનમાં કાંઇ વાત કહે છે )

वि—ઠીક છે ત્યારે તમે એ વાતથી નિર્ભય રહેજો.

( અત્ર નિષ્ક્રાન્તો વિદૂષકઃ. )

रा०—( દ્વારમાં પેસતાં ) અહા !

## मालिनी

શુભ શકુન થયા શા ! પેસતાં દ્વાર મધ્યે
મલયઅનિલઝૂલી વલ્લી પુષ્પે વધાવે;
પુરસરણ કરીને વાયુ સંચાર અર્થે
શુધ પથ કરતો આ દીસતો કાજ મારે.

વળી આ—

## द्रुतविलंबितम्.

લચી લચી જતી મંજરી ભારથી
મૃદુલ વાત ચકી વળી હાલતી
ભ્રમરમંજુલગુંજરવે ભરી
સમિરસેક કણે ભીની વલ્લરી.

( કોકિલાનો શબ્દ સુણી. ) અરે હા !

## द्रुतविलंबितम्.

કુહિ કુહી કુલતી મત કોકિલે

શિદ શરે મુંજ અંગ બધું વીંધે;
મદનના કલ મોર રવી રવી.
દુખિત આ નરને દુખ દે અતિ.

( નેપથ્યે. ).

अनुष्टुप्.

કોકિલા પેસતાં દ્વારે શબ્દાલોક વદે અહીં
પ્રેમી આપણી જાણીને પ્રેમથી લ્યો સખી કરી.

रा॰—( સકોપ ) શું કોકિલા મારી સખી ! આવું વગર વિચાર્યું કોણ બોલે છે ? લાવ અંદર પ્રવેશ કરી જોઉં એ કોણ છે. ( સખી વૃન્દ સાથે વિરહાવસ્થાપીડિતા સીતા પટાક્ષેપે પ્રવેશ કરે છે. )

माल॰—( સીતાને હાથે ઝાલીને )

अनुष्टुप्.

કોકિલા પેસતાં દ્વારે શબ્દાલોક વદે અહીં
પ્રેમી આપણી જાણીને પ્રેમથી લ્યો સખી કરી.

સીતા ( સ્વતઃ ) તું એક તો છે અને વળી બાકી રહી હોય તો બીજી કરાવ !

माल॰—સખી લગાર આમ જોતો ખરી તારી પાળેલી મૃગી તને સ્વાગત કરવા અહી દોડી આવે છે.

सी॰—( ઉતાવળથી તેની પાસે દોડી જઇ તેને પોતાના હાથથી સ્પર્શ કરતી ) અહા ! મારી બાલ મૃગી !

वसंततिलका.

આલિંગને ઉછળી બાલ મૃગી તું મારી
તારૂં વપુ થયું પવિત્ર તું ભાગ્યશાળી

જે હસ્ત સ્પર્શ કરવા મનવાંચ્છના છે
તે સુખ તેં અનુભવ્યું પ્રથમેથી તેથી.

( પોતાની મૃગીને છાતી સરસી ચાંપી. ) ( સ્વતઃ ) અહા!
રામના કરસ્પર્શ માત્રનો શો પ્રભાવ !

माल०—જાનકિ, ચાલો હવે આપણે આ ઉદ્યાનમાં કાંઇ રમવાનું ખોળી કાઢીએ.

माध०—સખિ, પેલા સરોવરના તટ ઉપરનું સ્થાન અતિ સુંદર છે.

माल०—તેં ઠીક સૂચવ્યું. સ્ફટિકથી જડિત તેનું તલ પણ તેના ઉપર ભગવાન સૂર્યનારાયણનાં બાલકિરણ પડવાથી જાણે કે સુવર્ણની ગારથી લીંપ્યું હોય તેમ શોભી રહ્યું છે.

माध०—ચાલો ત્યારે હવે વાર શા માટે કરવી ?

माल०—હલા સખિ જાનકિ, પેલા સરોવરના સુંદર તટ તરફ ચાલો આપણે જઇએ.

सी०—તું મને જ્યાં દોરીશ ત્યાં હું પરતંત્રા દોરાઈશ.

(સર્વ સ્ફટિકની ભુમિ ઉપર બેસે છે. )

माल०—સખિ સીતે જો! જો! આ

## रुचिरा.

ઘોર થયો શો ! કમલ વૃન્દમાં પવન ભૃંગ કરતા દીસે
કમલભૃંગ ભોગવતા તેથી પવન દ્વેષથી છે રીસે
આસ્ફાલન જો કરી પવન આ ભૃંગવૃન્દ ઉડાડે છે
અધિક ભૃંગમાં પદ્મપ્રીતિ છે ભૃંગ પાસ ફરિ આવે છે.

( પછી રામ પ્રવેશ કરે છે )

रा०—( છેલ્લી પંક્તિ સાંભળી ) હા! હા! એ યથાસ્થિત છે. કોણ બોલ્યું ? એ અમૃતસમવાક્ય.

" અધિક ભૃંગમાં પદ્મપ્રીતિ છે ભૃંગ પાસ ફરી આવે છે. "

सी०—સખિ માલતિ ! હું બળું છું. આ મારા દુઃખિત પ્રાણને અન્ય શરણ કરૂં છુ—

माल०—સખિ માધવિ પેલા સરમાંથી કમળપત્ર લાવ જોઇએ; એનો પવન જરા જાનકીને શાન્ત કરશે.

( માધવી કમલપત્ર લાવે છે અને બન્ને સખીઓ સીતા ઉપર પવન ટોળતી બેસે છે. )

रा०—( અતઃ અતઃ વિલોકી સાશ્ચર્ય ) શું પેલી પોતાની સખીઓના ખોળામાં માથું મુકી સુતેલી મારી પ્રિય સખી જાનકી ! ( જરા થડમાં જઇ ) શો સંદેહ !

मालीनि

વિરહ બળતિ બાળા માલતીઅંક સૂતી
ખિલતી કમળની એ પાંખડી શી મેં ચાઈ;
હૃદયકમલ એને લુબ્ધ થૈને બિડાવા
ભ્રમર કવણ ભોગી ભાગ્યશાળી થયો હા !

माल०—સખિ સીતે તું, એકાએક પાછી કેમ બેશુદ્ધ થઇ ગઇ !

रा०—આ સખીઓની સાથે એ પોતાના હૃદયની વાત કરશે માટે સંતાઇનેજ ઉભો રહું.

( એમ કહી વૃક્ષ પાછળ સંતાઇ ઉભા રહે છે )

माल०—જાનકી બ્હેન, તને શું થાય છે.

सी०—( સૂતી સૂતી જરા આંખ ઉઘાડી ) હલા સખિ માલતિ તને મ્હારા દુઃખની શી વાત કહું ?

माल०—બ્હેન તારા દુઃખની અમને કોઇને કાંઈ ખબર પડતી નથી.

सी०—સખિ, આખા ઉપવનની સૌન્દર્યતા મને અત્યારે અતિ દુઃખદ થઈ

પડી છે!

माध०—શાથી વારૂ ?

रा०—એમાંતે શું પુછતી હશે! સાધારણ રમણીય દેખાવ જ્યારે આને દુઃખ ઉત્પન્ન કરે છે ત્યારે મદનવેદના વિના એને બીજો શો રોગ હશે ?

अनुष्टुप्

પુષ્પબાણ કરે વૃષ્ટી કોમળાંગી સખી પરે
અહાહા! કુસુમાયુધ પીડતો જયમ રામને!

सी०—સખી જેને માટે મારી આવી અવસ્થા થઇ છે એ અલભ્ય છે.

रा०—( સોદ્વેગ ) એ કોણ હશે ?

माल०—પણ સખી મને કહેતો ખરી કે એ કોણ છે.

रा०—( સશંક )

अनुष्टुप् :

સાવધાન થજો પ્રાણ પલક એક મહીં હવે
બાસવા સ્વર્ગ ભૂમીને જાનકીહૃદને ૨ થવા.

सी०—સખિ તે દિવસે ઉદ્યાનમાં આવેલા—

रा०—કોણ ?

सी०—ધનુષ્યબાણ ધારણ કરેલા જાનકીને ઉપકૃત કરતા—

रा०—જાનકીને ઉપકૃત કરતો કોણ ?

सी०—દશરથાત્મજ રામને—

रा०—( સહર્ષ ) સાંભળ્યુ !

सी०—જ્યારથી મેં જોયા છે ત્યારથી—

रा०—શું ત્યારથી મારીજ પેઠે પ્રિયસખી તું પણ મદનવ્યથાએ પીડાય છો

सी०—મારી પ્રકૃતિ બગડી છે.

रा०—( સહર્ષ )

### वसंततिलका.

જ્યાં કંઇ હતો નહી મને અવકાશ લેશ
તે સ્થાનમાં રમિ રહ્યા ધનભાગ્ય રામ!

माल०—શું એ રામ અલક્ષ્ય ?

रा०—અલભ્ય !

છું પ્રેમબદ્ધ દૃઢ બંધનથી હૃદેમાં
બંદીગ્રહે મદનબાણથી વિદ્ધ અંગે !

सी०—સખિ ! એવા રઘુનંદન તે મારા ઉપર કેમ ભાવ કરે.

रा०—તારા ઉપર કેમ ભાવ કરે !!

सी०—સખિ મારા જેવી હતભાગ્યને એમના ધર્માત્માના હૃદયમાં ક્યાં થી અવકાશ મળે ?

रा०—અહા ! મારા હૃદયમાં તને ક્યાંથી અવકાશ !

### उपेंद्रवज्रा.

મુખે વસે જાનકી શબ્દ મધ્યે !
વિચારમાં જાનકી એક તર્કે !
હૃદે ભર્યું જાનકીમૂર્તિથી જો
રગે રગે જાનકી વ્યાપિ છે તો !

माल०—સીતે, શું એ કુમાર એવા નિષ્ઠુરહૃદયના હશે !

सी०—એમાં શો સંદેહ !

रा०—( સખેદ ) યથાસ્થિત છે.

### अनुष्टुप्.

પીડાતી દેખિને આવી પાસે હું હજુ ના જઉં
ક્રૂર તેથી હૃદે કેવું ! વજ્રથી કઠિણું ઘણું !

माल०—જાનકિ રઘુવંશજોના ઉપર આધાર રાખી બેસનારાં કોઈ દિ-
વસ દુઃખી થયાં નથી.

सी०—ત્યારે આ રામચંદ્ર મારી કેમ સંભાળ નથી લેતા ?

रा०—શું તારી સંભાળ હું નથી લેતો !! અથવા

## मालिनी

મદન શરથી વિંધ્યો અંગમાં ડ નંગ વ્યાપ્યો
ઉપવનતરૂપૂઠે આવીને હું છુપાયો
નહિ પ્રિય સખિ દીઠો તલસતો તુજ અર્થે
અમિત હરિણિ તેથી દોષ આવો તું દેછે !

माल०—વયસ્યે, તું જરા વિચારીને બોલ.

सी०—વિચારીને શું બોલું ? ગમે તે પ્રકારે પણ આ તમારી સખી
જાનકી કાલે પ્રાતઃકાળે પરલોકમાં જશે.

माध०—બ્હેન, આવું અનુચિત ભાષણ કેમ કરો છો ?

सी०—માલતિ રામના હૃદયમાં હું હોઉં વા ન હોઉ—

रा०—( સાશ્ચર્ય ) ન કેમ હોઉં !

सी०—તોય એ સુકુમારને હું શંકરના ધનુષ્ય સમિપ જોતાંજ મરણ
શરણ થઇશ !

रा०—ના ના. પ્રિય સખિ જાનકિ તારે હવે એનો ભય ન રાખવો.
કારણકે

## गीति.

મુનિજન સકળ ભમાવ્યા હૃદય મહીં જે સ્થાન આપીને તે
હૃદય ઓળખ્યું હાવે સૌ દાસ કરે તુજ પ્રસાદ અર્થે એ.

माल०—સખિ તું રામનો પ્રભાવ નથી જાણતી ?

सी०—માલતિ એ કિશોરવયમાં પહોંચેલા નયનાભિરામના તારૂણ્યનો

પ્રભાવ તો હુ સારી પેઠે જાણું છુ.

माल०—ના, ના. એમના શૌર્યનો ?

सी०—તું કહે.

माल०—સખિ મેં સાંભળ્યું છે કે વિશ્વામિત્ર ઋષિની સાથે યજ્ઞાદિનું રક્ષણ કરતાં એમણે પોતાનો સર્વ પ્રભાવ દર્શાવ્યો છે, હજારો અસુરોનો એમણે પોતાનાજ બાહુબળે ઘાણ વાળ્યો છે અને ઋષિને પ્રસન્ન કરી મહા દુર્લભ એવાં જૃંભકાસ્ત્ર મેળવ્યાં છે.

सी०--સખિ તું શી વાત કરે છે!—

### वसंततिलका.

ક્યાં રામનું કુમળુ ગાત્ર મદે ભરેલા
ક્યાં રાક્ષસો મરિચિ આદિ વને મુકેલા!
ક્યાં રામના કમળદંડ સમાન હસ્ત
ને કે' સખી કઠિણ લોહનું ક્યાં ધનુષ્ય !

माल०—સખિ તુ કેમ ભૂલી? જનક રાજાએ પણ આપણને ઘણીએ વાર કહ્યું હતુ કે

### अनुष्टुप्

નામ માત્રે થતા નષ્ટ દુષ્મનો રઘુવશના
પ્રાણ ત્યાગે શૃગાલો જો શબ્દથી વનરાજના.

सी०—સખિ મને એ સુકુમાર બાળકનો વિશ્વાસ નથી પડતો.

माल०—હમણાં તને વિશ્વાસ નહીં પડે. સ્વયંવર વખતે તને દેખાડીશ.

सी०—હું હતભાગ્ય પૂર્ણ સ્વયંવર જોવા જીવનાર નથી કારણકે મારૂં અંતઃકરણ અત્યારે ઘણુંજ કોમળ થઇ ગયું છે, માટે—

मा०—અરે શું !

माल०—માટે શુ ?

सी०—એ રઘુવંશકેતુને મેં પૂર્ણ રીતે ઓળખ્યા છે તે બતાવી—

माल०—સખિ હવે એટલુજ. ( એમ કહી **સી**તાને આગળ બોલતી બંધ રાખે છે. )

रा०—અહા! સીતે ! તેતો તેં મને ક્યારનુંએ બતાવ્યું છે.

### हरिणी

મદનશરથી વિંધી અંગે અનંગ દુઃખે બળે,
સરસ કુસુમો ત્યાગી સંગે, સુચંદન લેપને
નહિ તુ શરિરે વેઠે બાલે; સખીવચનામૃત
નથી તુ ધરતી કાને પ્રેમી રસીકડી સુંદરી.

सी०—માલતિ તારા હાથમાંનું કમલ પત્ર લાવ એના ઉપર હું તને એ હૃદય ચોરના ઉપર પત્ર લખી આપું.

( એમ કહી માલતીના હાથમાંથી પત્ર લેછે અને લખેછે )

रा०—શું હું હૃદય ચોર? કે પ્રિય સખિ જાનકિ તું ?

माल०—લાવ જોઉં શું લખ્યું એમાં. ( એમ કહી **સી**તાના હાથમાંથી પત્ર લેછે અને વાંચવાનો પ્રયત્ન કરે છે પરંતુ સખીની દયામણી દશાથી આંખમાં અશ્રૂ આવ્યે ન વંચાવાથી **સી**તાને પાછું આપીને ) સખિ તુંજ મને જરા વાંચી દેખાડ.

सी०—( પત્ર હાથમાં લેઈ નિશ્વાસ નાંખતી ) મારા પ્રાણપ્રિયને અંતની પ્રાર્થના સાંભળ.

रा०—( સાશ્ચર્ય ) અંતની કેમ કહી વારૂં ?

सी०—( પત્ર વાંચેતાં )

### हरिणी

અમલ કુલના જાણી એવું હ્રદે તમમાં મળ્યું

વિસરિ મુજને વિહેં પીડી હૃદે તરછોડિયું
અશરણ થયું હાવે તેથી ન આશ જરી રહે
પ્રણયતરથી પ્રેમે છેલ્લા પ્રણામ પ્રિયે કરે.

માલ૦—સખિ—

રા૦—( આગળ આવી હાથ ઉંચો કરી ) ના, ના, એ નહિ સ્વીકારૂં. ( સીતા અને તેની સખીઓ ઉભી થાય છે. )

રા૦—

## વસંતતિલકા

મારૂં ગયું હૃદય ક્યાં નથી ભાન તેનું
તોએ જીવું જનકરાજકુમારિ જો તું;
આવી ઉભો હું તવ દર્શન અર્થ બાગે
ત્યાગી બધો ભય ગુરૂ જનનો અત્યારે.

માલ—કોણ કુમાર રામ ?

રા—હા,

## અનુષ્ટુપ્

વૈદેહીની રહી મૂર્તિ હૃદેવાસી પવિત્ર છું
દાસ આવી ઉભો આ હું આજ્ઞાનુસરવા અહીં.

માલ૦—રામભદ્ર, તમને જોઇ કોને દુઃખ ન થાય ?

માધ૦—કુમાર જ્યારથી તમારાં દર્શન થયાં છે ત્યારથી અમારી વયસ્યા સીતા મદનવ્યથાથી પીડાય છે—

રા૦—એ દુઃખતો અમારે સમાન છે.

માલ૦—તો હવે સખીને ગમે તે પ્રકારે શાન્ત કરો.

( સીતા શૃંગારનો અભિનય કરી માલતીનો પાલવ ખેંચે છે. )

રા૦—

## उपजाति

આજ્ઞા કહો સત્વર જે સખીની
તે પાળવા તત્પર હું ઉભો છુ.—

**माल०**—કુમાર એમ ન બોલો.

**रा०**— પ્રસીદવી જાનકી સર્વ રીતે
એ ધર્મ મારો મનમાં ગણું છુ.

**સી०**—( સ્વતઃ ) **अनुष्टुप्**

જાનકીને ખતાવીને હૃદયમાં અવકાશ છે
પ્રસીદી ક્યારની રામે, પ્રાણેશે પરમેશ્વરે.

**माल०**—રામચંદ્ર, જાનકીને પ્રસીદવાની યુક્તિ અને આજ્ઞા તો જાનકી પોતેજ કરશે. અમે પેલાં પુષ્પ ચુંટી આવીએ. ( એમ કહી માલતી માધવી આદિ સખીઓ સીતાને મુકીને જતી રહે છે. સીતા પણ તેમની પાછળ પાછળ જાય છે પણ માલતી તેને પાછી વાળે છે અને સીતા નીચું મુખ રાખી મંદમંદ હસતી ઉભી રહે છે )

**रा०**—( સ્વતઃ ) અહાહા! જાનકિ!

## शार्दूलविक्रीडितम्.

શોભા શું વનની ઉભી રૂપ ધરી કે એ સ્મિતદ્યુતિ છે!
વાસંતી શુભ દ્યોત અંગ લલના શ્રીહાસતી એજ કે!
અાભાની ચતુરાઇની મુરત કે સૌન્દર્યમૂર્તિ ખડી!
કે લજ્જા સ્વજલાજભારથી નમી આ કાતરાક્ષી ઉભી.

લાવ એને પ્રથમાલિંગન દેઉં ( એમ કહી ભેટવા જાય છે. પણ પગ

પાછા પડવાથી. ) અહા !

### वसंततिलका.

જાતો જરાક પ્રિય પ્રેમથી ભેટવાને
પાછા પડે પગ મને વિધિ પીડતોરે !

( જરા વિચારી ) અથવા.

ધર્મે રહી પ્રણયમાં સુખ માણવાને
આ માહરૂં હૃદય શીખવતુ દિસે છે.

( **સી**તા સામું જોયા કરે છે અને )

**रा०**—( સ્વતઃ સાશ્ચર્ય )

### वसंततिलका.

આ ધર્મ સિંધુ વચમાં, તટ સ્થૂલ દેહ,
મધ્યે સમુદ્ર રમતું કુદતું જણાય
શું ? એજ કે પ્રણય પૂતળુ નાચતું શું ?
હા ! **રામજા**નકી તણું અતિ સૂક્ષ્મ રૂપ !

( **રામસી**તા માત્ર આલોક સુખ ભોગવતાં સ્તબ્ધ ઉભાં રહે છે. )

**सी०**—( અતિ ઉદ્વેગથી સ્વતઃ )

### वसंततिलका.

આ માહરૂં હૃદય **રામ**મને વસીને
ખેંચી જવા અતુલ જોર કરે જણાય;
ને ધર્મ એક ધસતા પગને દબાવે
હા ! જીવવું કઠિણ **જા**નકી જાતને છે !

( ને પથ્યમાંથી )

### अनुष्टुप्

થઈ દેવી પ્રસન્ના આ આપેછે વર જાનકિ
માગવું હોય માગી લે વાંચ્છના મનની કશી.

**सी०**—( સાંભળી સ્વતઃ ) જો દેવી પ્રસન્ન હો તો સદ્ધર્મે આ મારા પ્રાણપતિને સ્થૂલ દેહે પણ મને આલિંગવાદો.

( નેપથ્યે પુનઃ )

॥ एवमस्तु ॥

( ફરીથી )

### अनुष्टुप्

માધવી ચાલ હાવેતું સૂર્ય કિર્ણો પડયાં ખમે
જાનકીની અવસ્થા શી જાણતાં નથી આપણે.

**सी०**—હું આ આવી ( એમ કહી ધીમે ધીમે શરમાતી રામ પાસેથી ખશી જાય છે. )

**रा०**—( સીતાને જતી રહી જોઇ સશોક ) રે હા !

### हरिणी.

અરર ! નહિ મેં પ્રેમે ઘેલે કશું સુખ ભોગવ્યું
કુશલ વિધિએ દીધી પ્યાલી અમીરસથી ભરી
ચકિત થઇને જોતો ઉભો પિધી નહિ લેશ મેં
ખચિત મુજને જાણીઘેલો પછી લિધિ ખેંચી તે.

હા ! જાનકી કયાં ગઇ ! કયાં ગઇ. શું તું ગઇજ કે ? એટલી પણ ધિરજ ન રાખી શકી ? અથવા તારો શો વાંક !



### वसंततिलका.

તેં તો કરી બહુ કૃપા ઉભી મારી પાસે

આ નિર્દયે નહિ તને અવકારી લેશે,
તેથી ત્યજે અનધિકારી ગણી મને તેં
ચિન્તામણી કર ચઢેલી ગુમાવી રામે !

(સીતા જે શય્યા ઉપર સૂતી હતી ત્યાં જઇ જરા બેશી રૂદન કરતાં)

रा०—(નિશ્વાસ નાંખી) અરેરે !

## शार्दूलविक्रीडितम्.

આ શય્યા સખિ જાનકી વિરહથી પીડાતી જ્યાં સૂતી'તી
ને આ પદ્મનુ ચક્ર પત્ર સખીઓં વા ઢોળતી જે થકી
આ પ્રેમાંકિત પત્ર અશ્રુ ટપકે છેકાયલું છેક જે
સીતા તો ઉઠી કયારની તદપિ શી ! હુંફાળી આ ભૂમિ રૈ' !

(શય્યાથી નીચે પડેલું કમલ લેઇ.) અરેરે ! કમલ, તારી શી દશા !

## वसंततिलका.

તારાં સુકોમળ મનોહર પત્ર આવાં
ક્રોધે ભરાઇ મધુગંધથી જે ભરેલાં
હા ! ચીમળ્યાં કરથી કેસરતન્તુ સાથે,
જેનું હ્રદે કમલકોમળ જાનકી એ !

(નેપથ્યે)

હે રામચંદ્ર !

## मालिनी.

ઝરમર જલ બિંદુ વર્ષતાં નેત્ર જેને
રૂધિર સમ થયાં છે પાટલાં જે વળી એ
મુનિવર રૂષિ વિશ્વામિત્ર સંધ્યાસજીને
રઘુકુળ મણિ કયાં છે એમ ખોળે તમોને

રા૦—( સાંભળી ) શું ભગવાન્ વિશ્વામિત્ર મને બોલાવે છે? ( જરા ઉંચુ જોઇ ) ખરે ! બપોર થવા આવ્યા. ( ઉચ્ચૈઃ ) આ આવ્યો.

( ઇતિ નિષ્ક્રાન્તો રામઃ )

( પછી લવંગિકા પ્રવેશ કરે છે. )

લ૦—આજે ભગવતી ભવાનીએ પ્રસન્ન થઇ જાનકીની મન કામના પૂર્ણ થજો એવું વરદાન આપ્યું છે.

માલ૦—કોણ સખિ લવંગિકે !

લ૦—હા બ્હેન, તમે અહીં ક્યાંથી ? વયસ્યા જાનકી ક્યાં ?

માધ૦—એ તો હવે આપણો ભાવ પૂછનાર નથી.

લ૦—સખિ એમ કેમ બોલુંછું ?

માલ૦—બ્હેન એ તો અત્યારે રામચદ્રના સંગનુ સુખ ભોગવતી હશે !

લ૦—( સાશ્ચર્ય ) ક્યાંથી !

માલ૦—રામચંદ્ર પણ આપણી સખીના વિયોગદુઃખથી પીડાતા આપણા ઉદ્યાનના પૂર્વ વિભાગમાં સરોવરના તટ ઉપર આવ્યા હતા અને જાનકીને પણ મદનવ્યથાથી પીડાતી દેખી તેમણે સખી પ્રતિનો શુદ્ધ પ્રેમ દર્શાવ્યો એટલે અમે સર્વ એમને જાનકીને સોંપીને અહીં આવતાં રહ્યાં.

લ૦—દેવીના પ્રસાદથી શું અલભ્ય ?

માલ૦—સખિ એ શું ?

લ૦—જાનકીના પર ભગવતી ભવાની આજે ઘણાં પ્રસન્ન થયાં.

માલ૦—કાંઇ વર આપ્યું ?

લ૦—હા ! એમની મનવાંચ્છના ફલિત થશે.

માલ૦—( સહર્ષ ) સખિ તારો અતિ ઉપકાર થયો.

લ૦—હલા સખિ માલતિ જો પેલું કોણ આવે છે ?

माल०—(તે દિશામાં જોઇ) અરે આતો પ્રિય સખી જાનકી (સામી જઇ તેને છાતી સરસી દબાવી) બ્હેન તું કેમ શોકગ્રસ્ત જણાય છે!

(સીતા શરમાઇ બોલતી નથી)

माल—સખિ રામચંદ્ર ક્યાં ગયા?

सी—(શરમાઇ) હું શું જાણું!

माल—અમે તને સોંપીને આવ્યાં હતાં અને શું જાણું એમ કેમ! શું રામચંદ્રે તને પ્રસીદી નહીં?

सी०—(લજ્જાથી નીચું જોઇ)

**वसंततिलका.**

મેંતો નથી કર રઘુવરનો દિઠો, ને
ના મેં દિઠું વપુ સુકોમળ શ્યામનું તે
હું માત્ર નેત્ર અણિયાળુ અપાંગ રક્ત
જાણું; બીજું નહિ કશું સખિ એમનું જે.

माल—(અપવાર્ય) સખિ માધવિ સીતાને તો માત્ર આલોક સુખજ મળ્યું છે!

ल०—શું સખિ તમને એમની મનહર મૂર્તિ જોવાનુંય મન ન થયુ!

सी०—સવગિકે

**अनुष्टुप्**

નપામી તૃપ્ત હું જોઇ નેત્ર એ સુમબાણનું
આલોકવા કહે અંગ લાતું હું અવકાશ શું!

माध०—સખિ જાનકિ શું ત્યારે તમને સ્પર્શ સુખ ન મળ્યુ!

सी०—(શરમાઇને) સખિ, બહું થયું હવે.

ल०—(અપવાર્ય) માલતિ રામચંદ્ર તો સખીની પાછળ ગાંડા જેવા

થઇ ગયા છે અને જાનકીને તો કાંઇ દરકાર વગરની વાત છે!

**माध**—બ્હેન કહો ત્યારે અત્યાર સુધી ત્યાં શું કર્યું?

**माल**—(અપવાર્ય) લવંગિકે તું કયાંથી જાણું?

**ल०**—કેમ ન જાણું. હું તપાસ કરવા ગઇ હતી ત્યાં મેં એમની સર્વ દશા દીઠી હતી.

**सी०**—(માધવી પ્રતિ) તારે શી પંચાત છે?

**माल**—સખિ આમ શું બોલુ છું. આમ છેક રામનું નામજ સાંભળી રીસ કેમ ચઢાવુ છું?

**माध०**—(હસતી માલતીપ્રતિ) સખિ મને લાગે છે કે-(કાનમાં કંઈ કહે છે.)

**माल०**—સખિ કુમારતો બાપડા જાનકીને માટે અડધા અડધા થઇ જાય છે અને આ મત્ત જાનકીને તો એમનો હિસાબ નથી!

**सी०**—(સ્વતઃ) સખિ તારાં મધુર વાક્ય ફરીથી બોલ.

**माध०**—કેમ સખિ સીતે ખરી વાત કે?

**सी०**—કેમ તમે હવે મારો કેડો નહિ મેલો. હુંતો મારે આ ચાલી.

(સીતા એમ કહી ગૃહ તરફ જવા ઉતાવળી થાય છે તેને પકડી રાખી)

**माल०**—હવે અમે પણ તારી સાથેજ આવીએ છીએ. એમ એકલાં કયાં સુધી રહેશો?

**माध०**—અમારા વિના તમારે કયાં સુધી ચાલવાનું છે?

**सी०**—સખિઓ એક ડગલુંએ નહી. પણ ચાલો હવે માતુશ્રી આપણી રાહ જોતાં ઉભાં હશે.

**माल०**—ચાલો ત્યારે. (ઇતિ નિષ્ક્રાન્તાઃ સર્વે)

## ઇતિ ચતુર્થ અંક.

( અહીં લવંગિકા પ્રવેશ કરે છે. )

લ૦—( સહર્ષં ) અમારા અને જાનકીના સર્વ મનોરથ હવે પૂર્ણ થશે. આજે સ્વયંવરમાં રામચંદ્ર જનક રાજાની પ્રતિજ્ઞા પૂર્ણ કરી વયસ્યા જાનકીનો પાણિ ગ્રહશે—

માધ૦—( પ્રવિશ્ય ) સખિ તું શું બોલી ?

લ૦—કોણ માધવી ? શું બોલી એમ કેમ વારૂં ?

મા૦—બ્હેન તું જાણતી નથી કે અનસૂયા દેવીએ આજે સ્વયંવરાર્થે જાનકીને શૃંગાર પેહેરાવવા માંડયા ત્યારથી જાનકીએ કાંઇ વિલક્ષણ રૂપ ધર્યું છે.

લ૦—એ શું !

મા૦—સીતાને હવે સ્વયંવર કરવો નથી કારણકે સ્વયંવર કરે તો કદાચ પેલા કુમાર રહી જાય તેથી—

લ૦—ત્યારે હવે શું કરશે ?

મા૦—સાંભળતો ખરી.

લ૦—હા સાંભળું છું પણ સત્વર કહે.

મા૦—જાનકીએ માલતીની પાસે જનક રાજાને સ્વયંવર બંધ રાખવાનું કહેવરાવ્યું પણ—

લ૦—સખિ આવો અવિનય જાનકીથી કેમ થાય !

મા૦—પ્રેમ !—

લ૦—ત્યારે શું માલતીએ એ સમાચાર જનક રાજાને કહ્યા ?

મા૦—તું તે એને એમ છેક મૂર્ખ ધારૂં છું ?

લ૦—મૂર્ખ કેમ હોય. હું ધારૂં છું કે એણે જાનકીને સમજાવી હશે.

મા૦—જાનકીએતો ઘણીએ હઠ લીધી પણ માધવીએ એને સમજાવી.

લ૦—સખિ પ્રેમે મત્ત થયેલી બાલાને એ શિરીતે સમજાવી શકી ?

મા૦—એણે જાનકીને એવું કહ્યું કે મને રામચંદ્રના પ્રતાપનો પૂર્ણ અ-

નુભવ છે અને એમના વિના બીજા કોઇથી એ ચાપ ચઢાવી શકાય તેમ નથી. વળી કાલે આપેલું દેવીનું વરદાન પણ એને નિવેદન કર્યું તેથી જાનકી જરા શાન્ત થઇ.

લ૦—ત્યારે તો ઠીક. ચાલો આપણે એને માટે પુષ્પની વરમાળ ગુંથી તૈયાર કરીએ અને રામના કંઠમાં પડવાની માલનાં પુષ્પનો આપણે સ્પર્શ કરી આપણા હસ્તને પવિત્ર કરીએ.

( એટલામાં આકાશમાંથી પુષ્પમાલ પડે છે તે લેઇ )

મા૦—( સહર્ષ ) સખિ રામચંદ્રના કંઠમાં આરોપવાની વરમાળ તો આપણને અંતરીક્ષથી દેવલોકજ આપે છે !

લ૦—પુષ્પ વાટે પણ એવા ધર્માત્મા રામના કંઠનો સ્પર્શ કરવા કોને ઇચ્છા ન થાય ?

મા૦—તારૂં કહેવુ યથાસ્થિત છે.

લ૦—લાવ જોઉ એ માલા.

મા૦—( લવંગિકાના હસ્તમાં આપતાં ) સખિ જાનકીના કરમાં શોભે એવીજ છે !

લ૦— દેવલોકમાં શું કહેવાનું ! ( વરમાલને હાથે ફેરતી )

अनुष्टुप् :

યજ્ઞોદ્‌ભવા સખી છે ને રામ છે રઘુવંશના
શુદ્ધ પ્રેમની ગ્રંથીમાં ગૂંથવા દિવ્યમાલ આ

માધ૦—સખિ હવે સત્વર આપણે જાનકી પાસે જવું જોઇએ કારણ કે ત્યાં માલતી એકલી છે.

લ૦—ચાલો ત્યારે.

( એમ કહી સર્વ જાય છે. )

ઇતિ વિષ્કમ્ભક.

## ( અથ પંચમ અંક. )

( અહીં એક ગાંધર્વમિથુન પ્રવેશ કરે છે. )

**ગાંધર્વી**—( વિમાનેન પ્રવિશ્ય )

**वसंततिलका.**

( સ્વતઃ )

અગ્નિ ધિક્યો દશ દિશે મન કામિનીને
તેને પ્રશાન્ત કરતો રમતો તરંગે
ને આ પરાગકણ વાહી વને સરીને
આવે મધુર મધુરો વિરહી દમીને.

( હુચ્ચૈ ) સ્વામિનાથ, મર્ત્ય લોકમાં થઇને સરણ કરતો આ મંદ વાયુ કામિની જનનાં મનને હરણ કરતો સંયોગી પુરૂષોને કામની ઇચ્છા કરાવતો અને વિરહી જનોને પોતાના મધુર ગંધથી રગે રગે બાળી મુકતો કયા પ્રદેશની પરાગ લેઇ અહીં આવતો હશે?

**ગાંધર્વ**—પ્રિયે મર્ત્યલોકમાં પણ દેવલોકને મૂર્છા પમાડે એવા રમણીય ઉદ્યાનો છે. અહીંથી દક્ષિણમાં મિથિલ પુરમાં વિદેહરાજા રાજ્ય કરે છે અને તેમનો બાગ ઇંદ્રોદ્યાનની પણ સ્પર્ધા કરે એવો છે. આ દક્ષિણ ગંધવાહી પવન ત્યાંથીજ આવે છે.

**ગાંધર્વી**—પ્રાણનાથ, ત્યારે તો તે પ્રદેશ પણ જોવો જોઇએ. આપની ઇચ્છા હોય તો મિથિલદેશપ્રતિ આપણે વિમાન વાળીએ.

**ગાંધર્વ**—તારી ઇચ્છા હોય તો એમ કર.

( મિથિલદેશ આગળ આવી. )

**ગાંધર્વી**—( સ્વતઃ ) અહા! આ પ્રદેશની શી રમણીયતા !

**अनुष्टुप्.**

રમી સ્વામિની સંગે હું આખીરાત પ્રશ્રાન્તથૈ

નિર્ભતાં રમ્ય ભૂમીઆ શ્રમને ત્યાગી સુખી થઇ.

( ગાંધર્વપ્રતિ ) નાથ, પેલો સામે આવેલો લતામંડપથી શોભતો ભ્રમરના ગુંજાર શબ્દથી શબ્દાયમાન થયલો શુક સારસાદિ પક્ષીઓના મધુર સ્વરથી ભરેલો અને કંઈ કંઇ રાંમાઓના પગના ઝાંઝરના ઝણકારથી ઝણઝણાયમાન થયેલો કયો ઉદ્યાન શોભી રહ્યો છે ?

**गांधर्व**—પ્રિયે જે ઉદ્યાનમાંથી સુરલોકના મનને પણ હરણ કરતો મંદમંદ પવન આવી તને આનંદ આપતો હતો તેજ એ જનકોદ્યાન.

**गांधर्वी**—સ્વામિનાથ એ ઉદ્યાનમાં ઉતરવાને આપણને કાંઇ અડચણ છે?

**गांधर्व**—ના ચડચણ તો કાંઈ નથી પરંતુ આપણે આકાશ માર્ગેથી જોઇને આનંદ પામીશું.

**गांधर्वी**—આકાશ માર્ગે રહીને ઉદ્યાનની અંદરના નાના પ્રકારનાં પુષ્પનો ઉપભોગ આપણે શી રીતે કરીશું ?

**गांधर्व**—પ્રિયે તું કેમ ભુલી ? આપણે ગાંધર્વલોકમાં હતાં તે સમયે જેણે તને ઉદ્યાનના પરાગનો અનુભવ કરાવ્યો હતો તેજ વાયુ અહીં પણ તને પૂર્ણ આનંદ આપશે.

**गांधर्वी**—પરતુ પ્રત્યક્ષ થએલા ઉદ્યાનને છોડી આપણે અર્ધ વાયુ તેનો ગંધવહી આનંદ આપશે એમ માની કેમ ધૈર્ય ધરાય !

**गांधर्व**—( સ્વતઃ ) શું સ્ત્રી જાતી સ્વભાવતઃ આટલી બધી લોભી અને અધીરી !

**गांधर्वी**—પ્રાણનાથ શો વિચાર કરો છો ?

**गांधर्व**—પ્રિયે એનો કાંઇ નહીં. સ્ત્રી જાતી સ્વભાવતઃ અતિ લોભી અને અધીરી હોય છે તે જોઈ મને આશ્ચર્ય થયું !

**गांधर्वी**—તમે તો સર્વદા સ્ત્રી જાતીને દોષ દેતાજ આવ્યા છો !

( નેપથ્યે )

અયિ **સીતે** આટલી બધી અધીરી ન થા. તારા લોભથી રામ ભર્તા પામવાની આશાએ તારા આત્માને મિથ્યા ક્લેશ ન કરાવ. દેવ સાનુકૂળ થશેજ.

**ગાંધર્વ**—( સાંભળી ) પ્રિયે જો, જો. મારૂં વાક્ય વૃથા હોય તો આ સાંભળ !

( નેપથ્યે પુનઃ )

અયિ **સીતે**......

**ગાંધર્વી**—પ્રાણનાથ, એ **સીતા** કોણ છે ?

**ગાંધર્વ**—પ્રિયે એ **સીતા** જનક રાજાની પુત્રી થાય. અને રામમાં અનુરક્ત થઇ તે વિરહવ્યથા ભોગવે છે તેથી મને લાગે છે કે એની સખી એને શાન્તિ આપે છે.

**ગાંધર્વી**—સ્વામિનાથ, ત્યારે આ અનુપમ ઉદ્યાનની ભોક્તા એજ હશે ! વિધિએ શો પક્ષપાત કર્યો છે !

**ગાંધર્વ**—પ્રિયે વિધિને મિથ્યા દોષ કેમ દે છે? વિધિ સર્વને ઘટિત હોય તેજ આપે છે.

**ગાંધર્વી**—શું આવો ઉદ્યાન મર્ત્ય લોકમાં રાખવો વિધિને ઉચિત લાગ્યો ?

**ગાંધર્વ**—જ્યારે ઉચિત લાગ્યો ત્યારેજ અહીં એને રાખ્યો છે. **સીતા** પણ એ ઉદ્યાનની ભોક્તા થવા યોગ્યજ છે કારણ કે જો ( યુદ્ધમાં હણાયલા હજારો રાજાઓના શબને દેખાડતો.)

## वसंततिलका.

આવ્યા અનેક નૃપતિ હરવા **સીતા**ને
યુદ્ધે પતંગ સમ પ્રાણ ત્યજી પડયા તે
જો તેમનાં શબ સડયાં ગીધ કોચતાં ને
પિશાચ નૃત્ય કરતાં કરતાલ લૈને.

**ગાંધર્વી**—( જોઇને સભય ) હા ! પ્રાણનાથ આવા ભયાનક સ્થાનથી મને

તરત દૂર લેઇ જાઓ.

**ગાંધર્વ**—( વક્ષઃસ્થળે ચાંપી ) ચાલ્ય આપણે અન્ય દિશામાં વળીએ.

**ગાંધર્વી૦**—( સ્પર્શ સુખ અનુભવિ સ્વતઃ સહર્ષ )

### वसंततिलका.

વિશ્વાસનું રમણુ એક રહ્યુંજ સ્થાન
સ્ત્રી જાતિને જગતમાં ભયમાં વિરામ;
હા ! નાથના હ્રદયનો કરતાંજ સ્પર્શ,
આલ્હાદસ્ત્રાવ દ્રવતાં ભય નષ્ટ થાય.

(વિશ્વામિત્રાદિ ૠષિઓના સ્થાન પાસે આવતાં રામવિદૂષકને જોઇને )

**ગાંધર્વી૦**—પ્રાણુનાથ !

### अनुष्टुप्

હસ્તમાં ચાપ ધારીને ધનશ્યામ સ્વરૂપ આ
મિત્રની સાથ આવે કો? કામના અવતાર શા.

**ગાંધર્વ**—પ્રિયે તેં એમને ન ઓળખ્યા?

### अनुष्टुप्

ચૌદ લોકના સ્વામીએ રામ નામ ધરી રહ્યા
લીલા કરે જગે જન્મી ગુરૂ સાથ અહીં વળ્યા.

**ગાંધર્વી**—( સાશ્ચર્ય ) શુ ત્યારે જાનકી જેમાં અનુરક્તા છે તેજ આ રામ?

**ગાંધર્વ**—પ્રિયે એજ એ મનોહર રામ.

**ગાંધર્વી**—ખરેખર, વિષ્ણુની સાથ વિષ્ણુ લોકનો વિભવ પણ અહીંજ આવીને રહ્યો છે!

### शार्दूलविक्रीडितम्

કલ્પાદિ દ્રુમના પરે લચી રહી વલ્લી મધુ માધવી
તેની કુંજ મહીં થઇ મધુર થૈ વાયુ વહે તે ભરી

મોટી પુણ્ય પ્રભા પ્રકાશ કરતી જે ભૂમિને જ્યાં વળી
ઝીણાં નિર્મળ ઝંઝરીત ઝરતાં ઝર્ણા વળાં જાય તે,

વળી—

## शार्दूलविक्रीडितम्

જેની સર્વ દિશા ભરી સ્વર થકી ગાંધર્વસંગીતના
જેમાં અપ્સર નૃત્યના રવ પુરે તલ્લીન આનંદના
ને જ્યાં યૌવન એક સર્વ જનને કામે સદા ઘેરતું
તેવી દૈવભૂમિ નિવાસ કરવા ના યોગ્ય હાવે રહી!

**गांधर्व**—પ્રિયે તું યથાસ્થિત કહે છે. આ સ્થાન મૂકીને જવાનું ગમતુજ નથી. વિષ્ણુ ભગવાન્ જ્યારથી પૃથ્વી ઉપર પધાર્યા છે ત્યારથી દેવલોકમાં જરા પણ આનદ રહ્યો નથી.

**गांधर्वी**—આપણે તો ત્યારે આ પ્રદેશમાંજ નિવાસ કરી રહીશું

**गांधर्व**—ઠીક છે.

( નેપથ્યે )

મિત્ર, ચાલ સ્વયવરસ્થાન જોવા આપણે આગળ જઇએ અને રૂષિ પાછળથી પધારશે.

**गांधर्वी**—( સાંભળી ) પ્રાણનાથ, આ રામચંદ્ર વળી આમ કયાં વળ્યા?

**गांधर्व**—એ તો સ્વયંવર જોવા પધારે છે?

**गांधर्वी**—ચાલો આપણે પણ ત્યાં જઇએ.

**गांधर्व**—જેવી તારી ઇચ્છા. ( વિમાન તે તરફ વાળે છે )

( ઇતિ નિષ્કાન્તૌ )

( પછી વિદૂષકસહવર્ત્તમાન રામ પ્રવેશ કરે છે. )

**रा०**—મિત્ર ચાલને આપણે સ્વયંવર જોવા રૂષિની પૂર્વેજ સભામંડપમાં જઇએ.

**वि०**—ઠીક છે. પણ ગુરૂની આજ્ઞા વિના?

रा०—તું આજ્ઞા લેઇ વ્હેલો આવ.

वि०—હું આજ્ઞા લઈ આ આવ્યો તમે અહીંજ ઉભા રહેજો.

रा०—અહા ! વિધિનો ક્રમ પણ કેવો વિપરિત છે !

अनुष्टुप्

ઈષ્ટમાં દુઃખ હોયે છે અનિષ્ટે સુખ સર્વદા
ઇચ્છવી ના કરી વસ્તુ સુખમાં જીવવું કદા !

તથાપિ........( એટલાકમાં પાસે થઇને ઉડી જતા ભ્રમરને જોઈ) મિત્ર, મિત્ર, જરા ઉભો રહે હુ તારો સાથી થાઉં.

मंदाक्रान्ता.

જાતો જોઇ પ્રિય નજીકતું પ્રેમમાં મસ્તથૈને
પ્રેમે પોઢું કમલદલમાં એમ ઇચ્છા કરીને
ને આળોટું મધુર દ્રવતી પ્રેમળા અંકમાં હું
હા ! હા ! ભાળે ભ્રમર મુજને એકલાને અહીં તું.

વિધિ કંઈ દયા તો લાવ ! ( જરા આકાશ સામું જોઇ )
શું કહે છે ? તું મારા ઉપર કૃપાળુ છુ ? તો

मंदाक्रान्ता.

શાને ના તું ક્ષણ ભરપિ હા ! આપતો પક્ષ જેથી
ઊડું પ્યારી મધુર મુખને માત્ર નીહાળવાને
કે ના ઇર્ષે ખમિશકુ જરા એટલું સુખ મારૂં
તેથી નાંખું વિવિધ કળથી વિઘ્ન આનંદમાં તું.

દૈવને આ ભ્રમરનો શો પક્ષપાત ! કે

शिखरिणी.

વિના માગ્યા એને મધુરરવના મોદ અરપ્યા

વળી આપી પાંખો ઉડી પ્રિયમધુપાન કરવા
અહા! હા! હું માગું તથપિ નવ તું દે કશું મને
વળી બાળે અંગે ભ્રમર ભમતો લાવિ નજરે.

( તતઃપ્રવિશતિ વિદૂષકઃ )

**वि०**—રામભદ્ર, હું ગુરૂ પાસેથી રજા લેઈ આવ્યો. ચાલો હવે આપણે મંડપમાં જઇએ.

**रा०**—પણ મિત્ર મને બરોબર બધું દેખાડજે, કારણ કે તેં તો સર્વે મારા પ્હેલું જોયું છે.

**वि०**—ઠીક બધું બરોબર દેખાડીશ. અહિતો નથી જોવાનુ?

**रा०**—ચાલ ત્યારે. ( ઇતિ નિષ્કાન્તૌ )

**रा०**—( મંડપના મુખ્યદ્વારમાં પેસતાં )—( સ્વતઃ ) ઇશ્વર મારા ઉપર દયા કરજે. ધૈર્ય ધરાવજે. ( અંદર પેશી )

## वसंततिलका.

( સંશક ). કંઠે ધરી પ્રિય **સી**તા કરથી સરેલી
કયા? પુષ્પમાલ, સુરભિભર સુંદરીથી
વિંટાઇ મંડપ મહીં મધુ ગીત સંગે
લક્ષ્મી સહિત ભગવાન સમાન શોભે!

( રૂષિઓના આસનને બતાવતો )

**वि०**—રામભદ્ર, આ રૂષિમુનિઓને વિરાજવાનું આસન.

## उपजाति

પવિત્ર વેત્રાસન શોભતાં જુઓ
મણિપ્રકારપ્રભવોપહાસતાં
વિચિત્ર રાજ્યાસન સન્મુખે બધાં
લક્ષ્મી સમીપે સતી જેમ શોભતાં

**रा०**—( નમન કરીને ) મહર્ષિઓના પવિત્ર આસનને નમસ્કાર હો. મિત્ર જેણે પોતાનું અખિલ જીવન પરમાર્થે અર્પણ કર્યું છે એવા બ્રહ્મવેત્તા પુરૂષોને યોગ્યજ આ આસન તૈયાર રખાવ્યાં છે. ( સ્વતઃ ) સીતે તને પણ ધન્ય !

## गीति.

બ્રહ્મર્ષિઓ જોતાં આવિર્ભાવ થકી થતાં બીની
પ્રેમે થરથરતાં તું પરાધિન તુજ અંગ કરિશ સલુણી.

**वि०**—રામભદ્ર સર્વ દેવને દબાવી ત્રિલોકમાં હાક વરતાવનાર પૌલસ્ત્ય લંકેશ્વરને બેસવાનું આ આસન.

**रा०**—( સ્વતઃ સભય )

## अनुष्टुप्

છોડ ઇચ્છા હવે તારી પામવા જાનકી મન
લંકેશની કહે પાસે કોણ છે દૈવ વિભૂતિ !

**गांधर्वी०**—( પ્રવિશ્ય રામની મુખમુદ્રા જોઈ ) પ્રાણનાથ, તમે કહેતા હતા કે લંકેશનો નાશ કરવાજ ભગવાન્ વિષ્ણુએ પૃથ્વીમાં અવતાર લીધો છે અને એ રામ તો લંકેશથી આટલા બધા બ્હીને છે એ શું ?

**गांधर्व०**—પ્રિયે ઇશ્વરની અપાર માયાને કળવા તું અને હું બન્નેમાંથી કોઇ પણ સમર્થ નથી કારણકે જો

## पुष्पिताग्रा

સકળ જગતના પિતા ભુલ્યા, ને
મદનભસ્મીકૃત શંભુ મોહિનીએ;
સુરપતિ મમતા મુકી ભજે જે
નમન કરૂં હરિ હું વિભો તમોને.

ચાલ પ્રિયે મંડપની બહાર મનહર બાગમાં વિરામ પામીએ

**रा०**—(ઉચ્ચૈઃ) મિત્ર અરેરે એ મહાન્ વિકાળ રાક્ષસ રાજાને જોઇ કુસુમસમ કુમળી જાનકી તો છળીને મરીજ જશે !

**वि०**—પણ કેમ કરે ? અત્યારે તો એના શૌર્યના પ્રભાવથી સર્વત્ર એ પૂજાય છે.

**रा०**—( સ્વતઃ ) અરેરે આ સ્વયંવરની યુક્તિને પણ ધિક્ !

## अनुष्टुप्

**સી**તા શિરીષના જેવી કુમળી પરણાવવા
તીવ્ર હા ! હા ! પ્રતિજ્ઞાનો કેવો છે દુષ્પ્રયોગ આ !

**वि०**—રામચંદ્ર જુઓ આ

## शार्दूलविक्रीडितम्.

હીરા પાન જડયાં સુશોભિત ઘણાં સિંહાસનો રાજતાં
મોતી ઝૂલ સહીત છત્ર ફરતાં છાયા કરે શેષશાં,
પર્વાળે પૂરી વેલ પાદ પીઠમાં પાદામ્બુજે અંબુજો
આવાં કૈંક મયુરઆસન અને વ્યાઘ્રાસનો ઓપતાં.

અહીંઆં વિવિધ દેશથી તેડેલા નૃપતિઓને બેસવાનું સ્થાન છે.

**रा०**—મિત્ર, આટલાં બધાં આસનમાંથી જાનકી કયું શોભાવશે ?
( સ્વતઃ ) મારૂં મન કેમ શંકા કરે છે !

## प्रहर्षिणी

સ્વામિનો કમલકરે વિટાળી કંઠ
ચાંપીને હૃદય-હૃદે સપ્રેમ કાન્ત
શોભાશે કુણ નૃપ સંગ બેસી **સી**તા !
શંકામાં મન ડગતું જરા ઠરે ના !

**वि०**—મનેતો લાગે છે કે આમાંનું તો કોઈ નહીં.

रा०—મિત્ર તારો પક્ષપાતજ જણાય છે.

वि०—ઠીક છે, હમણાં બતાવીશું.

रा०—( સ્વતઃ )

### अनुष्टुप्

જતોતો ધૈર્ય હું હારી ઉગાર્યો મિત્ર મિત્રને
આશા સ્થંભને આલી ઝાલવા દુઃખ કાલમેં.

वि०—મિત્ર, આ વૃદ્ધ જનક રાજને બેસવાનું આસન.

रा०—પણ જાનકીને બેસવાનું કયું સ્થાન તે મને સત્વર બતાવ. ( વિદૂષક જાનકીને બેસવાનું જનક રાજાની જમણી બાજુએ એક ઉચ્ચ સ્થાન બતાવે છે તે જોઇ ) ત્યારે તો મહા પવિત્ર જનક રાજાનું આસન યોગ્ય સ્થાનમાં ગોઠવ્યું છે,—

### अनुष्टुप्

પ્રાણથી પણ વ્હાલીને જાનકીને નિહાળતા
અહીંથી શોભશે રાજા આત્મજાને હિ ઈશિશા.

મિત્ર ચાલ હવે જાનકીના આસન ભણી મને લઇ જા.

वि०—આ માર્ગે— ( જાનકીના આસન પાસે જવાને મૂકેલા મણિસોપાન પાસે જઇ ) મિત્ર આ મણિસોપાન ઉપર ચઢો.

रा०—અરેરે !

### वसंततिलका.

સોપાન આ મણિ તણો ચઢવો કઠીણ
છે જાનકી પ્રિય સખી કુમળુ કુસુમ
ના જાણિયું જનક રાજ વિવેકીએ એ
એ શું હશે યદ સખા નવ જાણું હું રે!

वि०—મિત્ર સખીનો એટલો બધો પક્ષપાત કરી વિવેકી જનક રાજાને દૂષણ દેવા તમે અતિ ઉતાવળ કરી. (સોપાન ઉપર પાથરેલી રે-

શમી ગાદી દેખાડતાં ) જરા આમ જુઓ.

रा०--( હસતાં ) અહીંઆં જરા અવિવેકી રાજાએ વિવેક કર્યો હોય એમ દીસે છે.

वि०—હજુએ જનક રાજા અવિવેકી ?

रा०—કેમ નહીં ? જો—

### वसंततिलका.

આ પાંચ સાત પગલાં ભરતાં સખીનું
કંપાયમાન વપુ મિત્ર બહુ પીડાશે !

वि०—પણ એમની સખીઓ એમને હસ્તાવલંબ આપશે.

रा०— તોયે શ્રમે નિકળતાં પરસ્વેદ બિંદુ
હફાયમાન સખીનાં ચિરને ભિંજવશે.

वि—( ઉપર ચઢી ) મિત્ર આ જાનકીને બેસવાનું સુખાસન.

रा—( તેના ઉપર હાથ ફેરવી ) યથાર્થ છે એ!

### वसंततिलका

સુવાળુ રેશમી અને ઘણું નમ્ર આવું
સ્થાને ખરૂ સખી તણું સુખથી સુવાનું
નાજુકડું કુમળું સુંદર એ સખીનું
હા! છે વપુ અતિ મનોહર ચારૂ ચારૂં.

वि०—રામચંદ્ર આમ જરા ઉપર તો નજર કરો.

रा०—( આસન ઉપરના છત્રને જોતાં ) મિત્ર—

### वसंततिलका.

સુવર્ણ છત્ર ફરતી ઝુલ પુષ્પની જો
વચ્ચે મધુર સુરભિભર પંકજો જો

આળોટી કેસર મહીં નિજ દેહ રંગી
મસ્તાન થૈ ભ્રમરપંક્તિ રવે સુગુંજી.

**વિ૦**—( સહર્ષ ) આ આસનની પાછળ ગવાક્ષ પણ રાખેલું છે। મિત્ર-

**अनुष्टुप्.**

વહી આવી ગવાક્ષેથી પદ્મેથી લેઇ ગંધને
આમોદિતા તરંગેથી સીતાને વાયુ શાન્તશે.

**રા૦**—શું આ વ્યવસ્થા તને નિર્દોષ લાગે છે ?

**अनुष्टुप्.**

બેઠી હશે સખી જ્યારે આસને આવિને અહીં
થાકે શ્વાસ જતાં ચાલી સુગંધી ભૂમિ સૌ થશે;

ત્યારે—

**अनुष्टुप्.**

પદ્મમાં પ્રીતિ વાળો આ ભ્રમરો આવી ડંશશે
ચુસવા મધુ સીતાના મુખને પદ્મ ધારિને.

**વિ૦**—પણ જાનકીની સખીઓ એના ઉપર ચામર કરશે એટલે ભ્રમર પાસે નહીં આવી શકે.

**રા૦**—અરેરે મિત્ર હજુ તને પ્રેમનું ભાન નથી !

**अनुष्टुप्**

પ્રેમ ને પ્રાણ છે એક પ્રેમ જો અર્પિયો પછી
પ્રાણની બ્હીક કોને છે પ્રાણ પાસે રહ્યો નથી.

**વિ૦**—પણ આ પાદપીઠ જોયું ? સત્વર જોઇ લ્યો નહિતો ધનુષ્ય રહી જશે.

**રા૦**—( જોતાં જોતાં ) અહા !

**वसंततिलका.**

આ પાદપીઠ તલમાં મણિથી જડેલાં

પવાંળ વેલ મહી પોપટપોપટીનાં
કાઢયાં સુશોભિત બહુ રમણીય ચિત્રો
સંતોષવા મુજ સખી કમનીય મૂર્તિ.

પણ જાનકીના સુકોમલ પાદને આ નડશે નહીં ?
(જરા વિચારી) મારૂં પટકુલ એ પાદપીઠ ઉપર પાથરૂં ?

**वि॰**—તમારી સખીના પગને નડે તેમ હોય તો એમ કરવુંજ પડે.

**रा॰**—( પાદ પીઠ ઉપર પોતાનું પટકુલ પાથરતાં )

## वसंततिलका.

આપ્યું હૃદેકમલ જાનકીએ મને ને
ના મેં કરી કશી જરી પણ સેવ એને
મારો પ્રણિધિ કરીને તુજને હું સ્થાપું
તે ઉપકાર સખીનો પટ વાળજે તું.

**वि॰**—મિત્ર, પેલુ કોણ આવ્યુ ?

**रा॰**—( સભય ) ક્યાં !

**वि॰**—અરે એતો મહારાજા જનકનો પ્રતીહારી. ચાલો ચાલો આપણે અહીંથી ઉતરી પડીએ.

( એમ કહી બન્ને ઉતરી પડે છે )

( પછી રૂષિ મંડળ સહવર્તમાન જનક રાજા પ્રવેશ કરે છે. )

**ज॰**—( રામને જોઇ સ્વતઃ )

## अनुष्टुप्

સૌન્દર્યની ઉભી મૂર્તિ **રામ** હા ! પણ બાળ એ
જરા વિચારી )—બાળ છે તોય એ કેવો સિંહનો બાળ શોભતો.

( **રામ** અને વિદૂષક વિશ્વામિત્ર રૂષિને પ્રણામ કરી એમના પાદ

પીઠ આગળ બેસે છે અને લક્ષ્મણ પણ રામની સાથે રૂષિના પાદ આગળ બેસે છે તે જોઇને )

**ગાંધર્વી**૦—( આકાશ માર્ગે પ્રવેશ કરી ) સ્વામિનાથ, પેલા **રામચંદ્ર**ની સાથે એમનાજ સમાન શોભતા હાથમાં ધનુષ્ય ધારણ કરેલા વળી કયા કુમાર છે?

**ગાંધર્વ**૦—એનો **નાગનો** અવતાર **લક્ષ્મણ** અને **રામચંદ્ર**ના ભ્રાતા થાય. દેવ લોકમાં એ વાતથી કોઇ અજાણ્યું નથી. શું તુ એ ભૂલી ગઇ?

**ગાંધર્વી**૦—હવે મને સાંભર્યું ખરૂં? અને પેલા રૂષિ **વિશ્વામિત્ર રામચંદ્ર**ના ગુરૂ?

**ગાંધર્વ**૦—હા! એજ મહા ઉગ્ર તપના પ્રભાવ વાળા **વિશ્વામિત્ર રામચંદ્ર**ના ગુરૂ.

**ગાંધર્વી**૦—પોતાના શિષ્યની સાથે ગુરૂ અત્યારે બહુ સારા શોભે છે. ( એટલામાં નૃપગણ પ્રવેશ કરે છે તેમને સન્માન આપી **જનક** રાજા આસને બેસાડે છે. એટલે સખીઓના વૃન્દમાં આવતી **સી**તાને જોઇ )

**ગાંધર્વી**૦—સ્વામિનાથ, ( **સી**તાને બતાવતી ) આ પેલી કોણ બાળા આવે છે?

**अनुष्टुप्**

પાછલી પ્હોર રાત્રિના શશિના સમ મુખડુ
પડયું ફીકુ સખીઓના સ્કંધમાં ઢાળતી વપુ.

એ **સી**તા તો નહિ હોય?

**ગાંધર્વ**—હા પ્રિયે એજ દેવાંગનાઓના ગર્વનું હરણ કરનારી **સી**તા અને તેને હાથનો આલંબ આપતી સાથે સાથે આવતી એની સખી **માલ**તી.

( એટલાકમાં યથોક્ત વેશે **સી**તા પ્રવેશ કરે છે અને પોતાના

આસને બેસવા જાય છે તેને જોઇ )

**रा०**—( સ્વતઃ )

## वसंततिलका.

આવી ખરી હૃદયચોર રમા રૂપાળી
ભોળે મને નયનથી અધીરી થઇ થૈ,
વાગ્યાં હૃદે મરમ ભેદ કરી શરેથી
વિંધી શિથિલ લથડી સખિ સંગ ચાલી.

**बंदिजन**—હે આર્યભૂમિના મહાન્ શૂરવીર ભર્તાઓ! રાજા જનકની પ્રતિજ્ઞાથી આપ સર્વ વિદિત છો પરંતુ મારે અહિ પુનઃ ઉચ્ચારવી જોઇએ.

વિદેહ રાજાની એવી ઇચ્છા છે કે—

## वसंततिलका.

પાસે પડ્યું ધનુષ તેનોં ચઢાવશે જ્યા
શૌર્યે કરી નૃપતિ જે વરશે સીતા આ

વળી એમની એવી ઇચ્છા છે કે—

ના કોઇ કોઇ નૃપનો મન દ્રોહ લાવો
શોભે સદા ગુણ રહી ગુણી સંગ જો તો.

**रावण**—( સગર્વ ) જેણે આખું ઇન્દ્રાસન ડોલાવ્યું છે અને જેની બ્હીકે શંકરનો કૈલાશ પણ કંપાયમાન છે તેના આગળ ધનુષ્યના શા ભાર છે.

**सी०**—( રાવણને ઉભો થતો જોઇ સખેદ ) સખિ માલતી! મારા પ્રાણને લેઇ જવા તત્પર થયલો યમરાજ આ ઉભો ( એમ કહી એકદમ પાદપીઠ ઉપર ઉંધે મુસ્તકે ઢળી પડે છે અને તેને માલતી ઝીલી લે છે પણ પડતાં પડતાં પાદપીઠના ઉપર ઢાંકેલા પટકુલમાં મુઠી ભરાઇ જાય છે એટલે પટકુલ તેની સાથેજ ઉંચુ

થાય છે. જે જોતાં )

**મા०—સીતે** તું કશી ચિન્તા કરીશ નહી દેવીનું વરદાન ફલિત થશે. ઈશ્વર ધનુષ્યના ઉપર બ્રહ્માન્ડનો ભાર મુકશે. ( પટકુલ હાથમાં લેઇ ) સખી આ પટકુલ કોનું ?

**रावण**—અરે જનક રાજા મને શંકરનું ધનુષ્ય અવિલંબ બતાવો. (સ્વતઃ)

### वसंततिलका.

ભાંગી ધનુષ્ય પળમાં વરૂ જાનકીને
પૂરી વિભૂતિ કરવા ષટ્ સંપતિ ને
ઇન્દ્રાદિ દેવ મન ગર્વ હરી ક્ષણે હું
મ્હાલું ત્રિભુવન મહીં પ્રમદાની સંગે.

**सी०—**( પટકુલ જોઇ સાશ્રૂ ) સખિ માલતી આ પટકુલને હું સારી પેઠે ઓળખું છું.

**मा०—**કોનું છે એ?

**सी०—**

### वसंततिलका.

અંતરૂમહી રમિ રહી હૃદયે રૂપાળી
પ્રેમાળ મૂર્તિ રઘુનાથ તણી હસન્તી
તેણે ધર્યું ફરકતું પીત વસ્ત્ર અંગે
સાચે તું જાણુ પટકુલ રહ્યુંજ આ તે.

**मा०—**શું ત્યારે આજ અંતરનું માનસિક પટકુલ !

**सी०—**એમાં શું આશ્ચર્ય ? ( એને પોતાને હૃદયે ચાંપતાં ), આ સુંવાળા પીઠ ઉપર તું હમેશ રમણ કર.

**ज०**—( રાવણપ્રતિ )

### अनुष्टुप्.

ચાપ જુઓ પડયું સામું શૌર્યથી જ્યા ચઢાવશો

પ્રતિજ્ઞા પૂરીને મારી સ્વર્ગે કીર્તિ પ્રસારશો.

( રાવણ કેડ બાંધી ધનુષ્યની પાસે જાય છે )

**ગાંધર્વી**૦--( તે જોઇ ) અરેરે? આ દશાનન હમણાં કેર વર્તાવશે!

## માલિની.

ગરવ મદ ભર્યો આ જોઈ બાલા સીતા હા!
ભયભિત થઇ રમ્ભા કંપતી માલતીના
કુમલ કર પરે એ ઢાળી ચક્ષુ પડી, ને
પવન નભ દહે છે ઉષ્ણ નિશ્વાસ નાંખ્યે.

પ્રાણનાથ, આ રાવણ જો જાનકીને વરશે તો તે એક ક્ષણ પણ નહીં જીવે.

**ગાંધર્વ**૦—પ્રિયે ઇશ્વરને એની ચિન્તા ઘણી છે.

**રા**૦—( સીતાની અવસ્થા જોઇ ) ( સ્વતઃ )

## शार्दूलविक्रीडितम्.

તારૂં લોચન કામિની કુમળશું મીંચાય છે કેમ હા!
તારૂં તેજ ઉડી ગયું વદનથી ફીકું પડયું છેક આ
ઢાળી ગાત્ર સખી પરે પરવશા શું પ્રાણ દેવા મને
તૈયારી કરતી અહા! પ્રિય સખી પ્રાણેશકલ્પાન્તમે.

( રાવણ મહા બળ કરી ધનુષ્યને ઉંચું કરે છે )

**સી**૦--( ધનુષ્યને ઉંચું કરેલુ જોઈ રૂદન કરતી ) સખિ માલતી!

## वसंततिलका.

જાતાં ત્યજી વપુ મને મન એક ઇચ્છા
પ્રાણેશ! પ્રાણ કરતો નિકળી જશે આ;
જો આ હ્રદે મહિ ધર્યું પટ સ્વામિનું તે

સાથેજ દગ્ધ કરજો વિનતિ કરૂં એ.

( સીતા માલતીના ખોળામાં ઢળી પડે છે )

( માલતી સાશ્રૂ જાનકીને જોઇ રહે છે )

**गांधर्वी**—( સ્વામીના હાથમાં પડીને ) અરે આ કેરથી મ્હારૂં હૃદય ભેદાઇ ગયું!

**गांधर्व**—( હૃદય સરસી ચાંપી ) પણ પ્રિયે જો જો રાવણના હસ્તમાં ધનુષ્ય ડોલવા લાગ્યું અને પડુ પડુ થઇ રહ્યું છે.

**रावण**०—( સ્વતઃ )

### वसंत तिलका.

કૈલાશ મેં સહજ બાહુબળે ડુલાવ્યો
ઇન્દ્રાદિ દેવ જનને પણ બાંધિ લાવ્યો
તે બાહુનું બળ કશું નવ ચાલતું શું
આ ચાપ આગળ અરે! ધિક વિર્ય મારૂં!

( એમ કહી પોતાને તિરસ્કાર આપી વિશેષ બળ ફરી ઉપાડતાં ધનુષ્ય પડી જાય છે અને તેની નીચે પોતાનો હસ્ત દબાતાં )

**रावण**—( દયાર્દ્ર વદને ) હે ક્ષત્રિયમાં શિરોમણિ જનકરાજા આ બ્રહ્મહત્યા કરતાં જરા ડર અને મને જીવનદાન આપ નહિતો પછી—

### अनुष्टुप्

હું તો જઇશ સ્વર્ગને પાછળો મુજ ભ્રાત છે
કુમ્ભકર્ણ સમો કે'કો જગત્માં બળવાન છે?

**मा**०—( સહર્ષ સીતાને ધૈર્ય આપતી ) સખી. ઇશ્વર કૃપાથી રાવણ ધનુષ્ય તળે દબાયો અને ક્ષત્રિયની સ્હાય માગે છે. દેવીનું વરદાન કેમ અસત્ય થાય.

**सी**०—( ઝબકી ) કોણ રાવણ પડ્યો?

જ૦—( કોઇ ક્ષત્રિય રાજા ધનુષ્ય ઉપાડવાની હિમત કરતો ન જોઈ સખેદ)

### मालिनी.

ભરત ભુમિ મહી શું ક્ષત્રિયે નામ ખોળ્યું
પરશુ કર ધરીને બ્રાહ્મણે મૂલ કાઢ્યું!
કનકવરણ બાલા ના વરે કોઈ મારી
વિદિત કરૌં તમોને મે પતિજ્ઞા ઉઠાવી!

સી૦—સખિ માલતી હજુ પણ રામચંદ્ર કેમ નથી ઉઠતા!

માલ૦—બ્હેન અધીરી ન થા. એમને તેની કેમ ચિન્તા નહી હોય? જોને,

### वसंततिलका.

ચારૂ સુકૌમળ તું જો વદનારવિંદ
રાતું થયું શરિરમાં પ્રગટ્યોજ ક્રોધ
જાણે ક્ષણે જગતનો કરશે વિલોપ
પીસી રહ્યા મુકુલ કુન્દ સમાન દન્ત.

लक्ष्मण—( સક્રોધ ).

### वसंततिलका.

રાજા વિવેક કરતાં ચુક એ કરી છે
દીઠા ન શું રઘુપતિ કર ચાપ ધારી
એઠા ગુરૂ પદગ્રહી જગસ્થંભ જાણે
ને શું વદો ભરતભૂમિ મહીં ન ક્ષત્રી.

( રાવણ બૂમ પાડે છે )

गांधर्वी—સ્વામિનાથ આ રાવણ બુમ પાડે છે અને કોઇ ક્ષત્રિય કેમ ઉઠતો નથી?

गांधर्व—પ્રિયે જે ધનુષ્ય લંકેશથી ન ઉપડયું તે ધનુષ્ય ઉપાડવા કોઇ

ક્ષત્રિય ધૈર્ય ધરતો નથી!

**ગાંધર્વી**—ત્યારે શું ચૌદબ્રહ્માડના નાથ પણ એ નહીં ઉપાડી શકે?

**વિશ્વામિત્ર**—( રામપ્રતિ ) પુત્ર મારી આજ્ઞાથી એ ધનુષ્ય તુંજ ઉપાડ અને જનક રાજાની પ્રતિજ્ઞા પાળી જાનકીને વર, અને આ બ્રહ્મરાક્ષસને જીવનદાન આપ.

**રા૦**—( સહર્ષ ગુરૂચરણમાં નમન કરી ) જેવી આપની આજ્ઞા.

( ધનુષ્ય પાસે જઇ )

ગુરૂઆજ્ઞાને અનુસરવા તત્પર થયેલા આ બાલકને ઈશ્વર સહાયભૂત થજો.

**સી૦**—( સહર્ષ સ્વતઃ )

**વસંતતિલ્કા.**

થાજો પ્રભો કમલ પુંજ સમાન પોચુ
દાસી તણી વિનતિને શુણી આ ધનુષ્ય
હર્ષે ત્હદે ત્હૃદયમાં રમતા પતિને
ચાંપુ સપ્રેમ અધરામૃતપાન લેતાં.

( **સી**તા હર્ષમાં ને હર્ષમાં સખીના હસ્તમાંથી માલ ઝુંટી લેઇ ઉભી થઇ જાય છે )

**મા૦**—સખી **સીતે** હજુ વાર છે. હવે એ ત્હારા થઈ ચુકયા છે. ઉતાવળ શી કરવી.

( **સી**તા સલજ્જા પાછી નીચી બેસે છે )

**વિશ્વા૦**—( આશિર્વાદ આપતાં ) પુત્ર, નિડર ધનુષ્યની પણુચ ચઢાવ. મારૂ વચન છે કે તું સફળ થઇશ.

( રામચંદ્ર ગુરૂને નમન કરી ધનુષ્ય ચઢાવે છે )

**ગાંધર્વી**—( સહર્ષ ) અહા ! વિષ્ણુ ભગવાનની લીલા સર્વદા આંવી આ-

નંદદાયી હો ! આ એક પળ માત્રમાં ધનુષ્ય ચઢાવ્યું !

जं०—( સહર્ષ વિશ્વામિત્ર પાસે જઇ ) હે મહર્ષિ રઘુકુળમાં ભૂષણ રૂપ આ બાલસિંહને મારી પુત્રી જાનકી વરમાલ આરોપે એવી હું ઇચ્છા રાખું છું.

विश्वा०—( રામચંદ્રને વક્ષઃસ્થળે ચાંપતાં ) હે રાજન્ તમારી ઇચ્છા સુખે પૂર્ણ કરો.

( રાજા જાનકીની સખીઓને નીચે આવવા સંજ્ઞા કરે છે)

मा०—સખિ સીતે હવે આ પુષ્પમાલ લેઇ સત્વર મનમાનતા પતિના કંઠમાં આરોપવા તૈયાર થા.

( સીતા લજ્જાથી ઉઠતી નથી ).

मा०—( ઉઠાડતાં )

अनुष्टुप्

જીત્યા હતા નહીં પ્રાણુ જ્યાંસુધી પ્રેમ ઘેલી યે,
માનિની માન ધારીને ઉઠતી શું હવે નથી !

रा०—( સીતાને આવતી જોઇ ) (સ્વતઃ)

अनुष्टुप्

માલતિ તું જરા એને આપજે હસ્ત તાહરો,
પ્રેમથી વિદ્ધ અંગી એ ભૂલી છે પ્રાણુ એહનો

( સીતા પુષ્પમાલ ધારી લજ્જા પામતી મંદમંદ હસતી પાસે આવે છે અને ઋષિમંડળ સહવર્તમાન સર્વ ઉભા થાય છે. સીતાનો હાથ ઉપડતો નથી તે જોઇ. )

रा०—( સ્વતઃ ) અહા !

संततिलका.

પ્રેમે રહ્યાં થરથરી મૃદુ અંગ આનાં
લજ્જા ભરી કુસુમકોમળ જાનકીનાં.

નાન્હુકડો પુલકિતો કર પ્રેમ પ્રેર્યો
ઉંચો ન તું કરી શકે વરમાલ દેતાં;
લાવ તેથી હુંજ મુસ્તક નમાવું.

( એમ કહી મુસ્તક નમાવે છે )

मा०—( જાનકીનો હસ્ત ઉંચો કરતાં ધીમે ધીમે જાનકીના કાંનમાં )

## अनुष्टुप्

લગારે ના તને શર્મ નાથને તું નમાડતી !

( સીતા વરમાલ આરોપે છે એટલે)

गांधर्वी—( આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરતી )

સદા સ્વામિની સંગે તું રે'જે લાડ લડાવતી.

( રામ સીતા વિશ્વામિત્રને નમન કરે છે )

विश्वामित्र—( સહર્ષ આશિર્વાદ આપતાં )

## वसंततिलका.

રે'જો સદા પ્રણયગાંઠ મહી જડાઇ
પ્રેમે બધાં જગતનાં સુખ ભોગવીને;
સંતાન સર્વ સુખદાઇ થજો તમારાં
દેશાન્તરે પ્રસરતાં રઘુવંશકીર્તિ.

( રામસીતા પુનઃ નમન કરે છે તેમને હૃદય સરસાં ચાંપી )

विश्वामित्र—( રામ પ્રતિ ) પુત્ર આથી તારૂં શું અધિક પ્રિય કરૂં ?

रा०—આથી અધિક શું પ્રિય હોય ? પરંતુ ભરતવાક્ય પ્રમાણે થવા આટલું હજો—

## शार्दूलविक्रीडितम्

જેનો સ્પર્શ થયા થકી હૃદયમાં આનંદ ઉર્મી વહે

ને જેનો રસ રેલ છેલ કરતો બ્રહ્માંડમાં જૈ ભળે
પ્રેમીને મન પ્રેમ એજ જગ, જે વેદાન્તમાં વર્ણવ્યો
એવો શુદ્ધ રસાળ પ્રેમ જગમાં કલ્યાણકારી થજો.

( અસ્તુ. )

( ઇતિ પંચમ અંક. )

સમાપ્તમિદં વૈદેહીવિજયનામ નાટકં.



# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૧ | શત્રુ | શત્રુ |
| ૩ | શુંછે. | શું છે. |
| ૪ | સિહ | સિંહ |
| ,, | શુ | શું |
| ૫ | અભિવદન | અભિવંદન |
| ૧૧ | રામલો | રામ ને |
| ,, | હુ | હું |
| ૧૨ | ભયકરા | ભયંકરા. |
| ,, | અજન | અંજન |
| ૧૪ | આવે છે | આપે છે |
| ૨૧ | અતિદુર્લભા મને | મને અતિ દુર્લભા |
| ૨૩ | પ્રેમલા | પ્રેમળા |
| ૨૭ | નાંખ્યું | નાંખુ. |
| ૨૮ | ડોકીયાં હા ! કરીને | સ્નેહથી આ લળીને |
| ૩૦ | નજર | નજરે |
| ૩૧ | પ્રીતિનું | પ્રીતિ તું |
| ૪૫ | ઠડા | ઠંડા |
| ૪૬ | હસ | હંસ |
| ૫૩ | ઐચાઇ | ઐાચાઈ |
| ૫૫ | રઘુનદન | રઘુનંદન. |
| ૫૭ | રઘુવશના | રઘુવંશના |
| ૬૩ | અવકરી, ચિતામણી | અવકારી, ચિંતામણિ |
| ,, | જાનકી એ | જાનકીએ |
| ૬૯ | પરાગકણુ વાળી | પરાગકણુવાળી |
| ૭૩ | સ્વયવર | સ્વયંવર |
| ૭૪ | અકમાં | અંકમાં |
| ૭૫ | તથપિ | તદપિ |
| ૭૭ | સ્વામિનો | સ્વાર્મિનો. |

## આ પુસ્તક મળવાનાં ઠેકાણાં

નડીઆદ—'જ્ઞાનમંજરી'ના વ્યવસ્થાપક પાસેથી

મુંબઇ.— એન, એમ, એન્ડ કુંપની. કાલકાદેવી રોડ

વડોદરા.—એન, એમ, એન્ડ કુંપની ( બ્રેંચ. ) રાવપુરા.